શાહ ધનજીભાઈ મોતીચંદનાં સ્વર્ગસ્થ પત્ની,
અ. સૌ. કાન્તાના સ્મરણાર્થે.

॥ શ્રી વીતરાગાય નમઃ ॥

## —શ્રી સામાયિક—

# પ્રતિક્રમણ સૂત્ર.

છપાવી પ્રસિદ્ધ કરનાર :

**શાહ ધનજીભાઈ મોતીચંદ**
વઢવાણ કેમ્પ (કાઠિયાવાડ)

આવૃત્તિ ૨ જી * પ્રત ૮૦૦

વીર સંવત ૨૪૬૫ * * સંવત ૧૯૯૫

કિંમત: સદુપયોગ માટે જ્ઞાનખાતે બે આના
આપવાથી જૈન શાળાના માસ્તર
કસ્તુરચંદ તુલસીદાસ પાસેથી
મળી શકશે.

# નરભવ સજઝાય.

પુન્ય સંયોગે પામીયો જી રે, નરભવ આરજ ક્ષેત્ર;
શ્રાવક કુળ ચિંતામણિજી, ચેતી શકે તો ચેતરે;
જીવડા આ સંસાર અસાર. એ ટેક.

સાર માત્ર જિન ધર્મ છે જી રે, આપણું ઘર સંભાળરે. જી૦ ૧

માત પિતા સુત બાંધવા જી રે, દાસ દાસી પરીવાર;
સ્વાર્થ સાધે સહુ આપણો જી રે, સહુ મતલબના યારરે જી૦ ૨

સરોવર જળનો મીંડકો જી રે, તાકે આપણો ભક્ષ;
સાપ તાકે છે મીંડકો જી રે, સહુને આપણો લક્ષરે. જી૦ ૩

મયૂર તાકે છે સાપને જી રે, આહેડી તાકે છે મોર;
મચ્છ ગલાગલ ન્યાય છે જી રે, નિર્ભય નહિ કોય ઠોરરે. જી૦ ૪

કર્મ નાટક માંડીયો જી રે, જીવડો નાચણહાર;
નવા નવા વેશાસમાં જી રે, ખેલે ત્રિવિધ પ્રકારરે. જી૦ ૫

ચોરાશી ચોગાનમાં જી રે, રૂપ રંગનારે ઠાઠ;
તમાસા ત્રણ લોકના જી રે, બાજીગરના પાઠરે. જી૦ ૬

ખોત ગઈ થોડી રહી જી રે, પરભવ ભાતું રે બાંધ;
સમતા સુખની વેલડી જી રે, ધર્મરત્ન પદ સાધરે. જી૦ ૭

# પ્રકાશકના બે બોલ

—·o—

આ લઘુ પુસ્તકને બહુ વિવેચનની જરૂર ન હોય, છતાં સમયાનુસાર લખવું ઉચિત્ત ધારી બે બોલ લખું છું.

વીર પરમાત્મા શ્રી **મહાવીર** પ્રભુએ કહ્યું છે કે, પ્રથમ **જ્ઞાન** ને પછી **દયા.** એટલે ક્રિયા અજ્ઞાનતાથી કરવા કરતાં જ્ઞાનથી થાય તો તે ક્રિયાનો પ્રયાસ કાંઇક સફળ ગણાય અને બાલ્યાવસ્થાથી જ જો શુદ્ધ જ્ઞાનની પ્રાપ્તિ થઈ હોય તો બહુ દોષ લાગવાનો સંભવ ન રહે. પણ તે જ્ઞાન પોપટીઉં ન હોવું જોઇએ, પરંતુ સમજણપૂર્વક ભણવામાં આવે તો ભણનારનો અને જ્ઞાનદાતાનો પ્રયાસ સફળ થયો ગણાય. આ ઇચ્છાએ આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે, અને તેનું મનન કરવા સર્વને ભલામણ કરવામાં આવે છે.

પ્રૂફ સુધારવામાં બનતી કાળજી રાખવામાં આવેલ છે, છતાં છાપ કે દ્રષ્ટિ દોષથી કાંઇ ભૂલ રહી હોય તો સુધારી વાંચવા ભલામણ છે.

લી૦

તા. ૨૫-૧-૧૯૩૯ } છપાવી પ્રસિદ્ધ કર્તા.



ઉઘાડે મુખે તથા દીવો કરીને અજવાળે નહિ
વાંચતા અમુક પ્રકારની અસઝાય વરજીને ભણવું.

# શ્રી સામાયિક વ્રત.

## [ સમભાવનો લાભ તે ].

### પાઠ ૧ લો—પંચ પરમેષ્ટીને નમસ્કારનો.

[ સર્વ કાર્યમાં આદિ ઉચ્ચાર કરવા યોગ્ય તથા
માંગલિક રૂપ જાણીને પ્રથમ કહેવાનો. ]

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં
નમો ઉવઝઝાયાણં, નમો લોએ સવ્વ સાહુણં. ॥૧॥ અ૦ ૩

### પાઠ ૨ જો—તિખ્ખુત્તો અથવા વંદણાનો.

[ ત્રણ પ્રકારની વંદણા માંહેની જઘન્ય વંદણાનો ]

તિખ્ખુત્તો આયાહિણં પયાહિણં વંદામિ નમંસ્સા
સક્કારેમિ સમ્માણેમિ કલ્લાણં મંગળં દેવયં ચેઈયં પજ્જુ-
વાસ્સામિ. ॥ ૨ ॥ અ૦ ૪૩.

## પાઠ ૩ જો—ઇરિયાવહિનો.

ઇચ્છામિ પડિકકમીઉં ઇરિયાવહિયાએ વિરાહણાએ ગમણાગમણે પાણક્કમણે બીયક્કમણે હરિયક્કમણે ઉસ્સા-ઉત્તિંગ પણગદગ્ગ મટ્ટિમકકડા સંતાણા સંકકમણે જેમેજીવા વિરાહિય એગિંદિયા બેઇંદિયા તેઇંદિયા ચઉરિંદિયા પંચિંદિયા અભિહયા વત્તિયા લેસીયા સંઘાઇયા સંઘટ્ટિયા પરીયાવિયા કીલામિયા ઉદ્દવિયા ઠાણાઉઠ્ઠાણું સંકામિયા જીવિયાઓ વવ-રોવિયા તસ્સ મિચ્છામિ દુકકડં । ૩ । અ૦ ૧૪૮.

## પાઠ ૪ થો—તસ્સઉત્તરીનો.

[ વધારે પ્રાયશ્ચિત્ આલોવવાને કાઉસગ્ગ કરતાં
તેમાં આગાર જણાવવાનો ].

તસ્સઉત્તરીકરણેણં પાયચ્છિત્તકરણેણં વિસોહિકરણેણં વિસ-લ્લિકરણેણં પાવાણં કમ્માણં નિઘ્ઘાયણઠ્ઠાએ ઠામિ કાઉસગ્ગં, અન્નથ્થ ઉસ્સસિએણં નિસ્સસિએણં ખાસીએણં છીએણં જંભાએણં ઉડુએણં વાયનિસગ્ગેણં ભમલીએ પિત્તમુચ્છાએ સુહુમેહિં અંગસંચાલેહિ સુહુમેહિં ખેલ સંચાલેહિં સુહુમેહિં દિઠિ સંચાલેહિં એવમાઈએહિં આગારેહિં અભગ્ગો અવિ-રાહિઓ હુજ્જમેકાઉસગ્ગો જાવઅરિહંતાણં ભગવંતાણં નમોકકારેણં નપારેમિ તાવકાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસિરામિ.

અહીંયાં ઇરીયાવહીના પાઠનો તથા એક નમોકકારનો કાઉસગ્ગ કરી છેવટ "નમો અરિહંતાણું" શબ્દ કહીને કાઉસગ્ગ પાળવો. ॥ ૪ ॥ અ૦ ૧૮૯.

---

## પાઠ ૫ મો—લોગસ્સ અથવા ચઉવીસંથાનો.

[ આત્માને શુદ્ધ કરવા માટે ચોવીસ તીર્થંકર દેવની સ્તુતિ કરવાનો. ].

લોગસ્સ ઉજ્જોયગરે ધમ્મતિથ્થયરેજીણે અરિહંતે કિત્તઇસ્સં ચઉવીસંપિકેવલી. ॥૧॥ ઉસભમજિયંચવંદે સંભવમભિનંદણુંચ સુમઇંચ પઉમપ્પહંસુપાસં જિણુંચચંદપ્પહવંદે. ॥૨॥ સુવિહિંચ પુપ્ફદંત સીયલસિજ્જંસ વાસુપુજ્જંચ, વિમલમણુંતંચ જિણું, ધમ્મસંતિચ વંદામિ. ॥૩॥ કુંથુંઅરંચમલ્લિં વંદેમુણિસુવ્વયં નમિજિણુંચ વંદામિ રિઠનેમિં, પાસંતહ વદ્ધમાણુંચ. ॥૪॥ એવંમએ અભિથ્થુયા વિહુયરયમલા પહીણજરમરણા ચઉવીસંપિ જિણવરા તિથ્થયરામેપસીયંતુ, ॥૫॥ કિત્તિય વંદિયમહિયા, જેએ લોગસ્સ ઉત્તમાસિદ્ધા, આરૂગ્ગં બોહિલાભં, સમાહિ વર મુત્તમંદિતું. ॥૬॥ ચંદેસુનિમ્મલયરા, આઇચ્ચેસુઅહિયં પયાસયરા સાગરવર ગંભીરા સિદ્ધા સિદ્ધિં મમં દિસંતુ. ॥ ૭ ॥ ૫ ॥ અ૦ ૨૫૬

---

## પાઠ ૬ ઠ્ઠો—સામાયિક આદરવાની વિધિનો.

[ નવા આવતા સર્વ પાપને રૂંધન કરવાનો–રોકવાનો. ]

હવે ઉભા થઇ પગે લાગીને સામાયિકની આજ્ઞા માગવી. દ્રવ્ય થકી સાવજ્જંજોગ સેવવાના પચ્ચખાણ. ।। ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે ।। કાળ થકી બે ઘડી સુધી તે ઉપરાંત ત્રણ નમોક્કાર ગણી ન પાળું તિવાર સુધી. ।। ભાવ થકી છ કોટીએ પચ્ચખાણ ।। કરેમિભંતે સામાઇયં, સાવજ્જં જોગં પચ્ચખામિ જાવ નિયમ પજ્જુવાસામિ દુવિહંતિવિહેણં નકરેમિ નકારવેમિ મણસા વયસા કાયસા તસ્સભંતે પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ. ।। અ૦ ૧૪૬.

## પાઠ ૭ મો—નમોથ્થુણં અથવા થય થુય મંગળનો.

[ આત્માને શુદ્ધ ગુણ ધારણ કરવા અથવા લક્ષમાં લેવાને જે સર્વોત્તમ પદ પામેલા છે તેમના ગુણ જણાવવાનો તથા બીજી “ મધ્યમ વંદના ” કરવાનો. ]

“ જમણો ઢીંચણ ધરતી પર થાપી, ડાબો ઢીંચણ ઉભો રાખી, વીરાસને બેસીને, બે હાથ જોડી, મસ્તકે અંજલી અડાડી, નમોથ્થુણં કહેવું. આ પહેલું નમોથ્થુણં શ્રી સિદ્ધભગવંતજીને કરવાનુ છે. ”

નમોથ્થુણં ।૧। અરિહંતાણં ।૨। ભગવંતાણં ।૩। આઇગરાણં ।૪। તિથ્થયરાણં ।૫। સયંસંબુદ્ધાણં ।૬। પુરિસુત્ત-

માણું ૧૭। પુરિસસિંહાણું ૧૮। પુરિસવર પુંડરિયાણું ૧૯। પરિસવર ગંધહથ્થીણં ૧૧૦। લોગુત્તમાણું ૧૧૧। લોગનાહાણું ૧૧૨। લોગહીયાણું ૧૧૩। લોગપઈવાણું ૧૧૪। લોગપજ્જોયગરાણું ૧૧૫। અભયદયાણું ૧૧૬। ચખ્ખુદયાણું ૧૧૭। મગ્ગદયાણું ૧૧૮। સરણુદયાણું ૧૧૮। જીવદયાણું ૧૨૦। બોહિદયાણું ૧૨૧। ધમ્મદયાણું ૧૨૨। ધમ્મદેસિયાણું ૧૨૩। ધમ્મનાયગાણું ૧૨૪। ધમ્મસારહિણું ૧૨૫। ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણું ૧૨૬। દીવો ૧૨૭। તાણું ૧૨૮। સરણં ૧૨૯। ગઈ ૧૩૦। પઈઠા ૧૩૧। અપ્પડિહયવરનાણંદંસણુધરાણું ૧૩૨। વિયટ્ટછઉમાણું ૧૩૩। જિણાણું ૧૩૪। જાવયાણું ૧૩૫। તિન્નાણું ૧૩૬। તારયાણું ૧૩૭। બુદ્ધાણું ૧૩૮। બોહિયાણું ૧૩૯। મુત્તાણું ૧૪૦। મોયગાણું ૧૪૧। સવ્વનુણું ૧૪૨। સવ્વદરિસિણું ૧૪૩। સિવ ૧૪૪। મયલ ૧૪૫। મરૂય ૧૪૬। મણુંત ૪૭ મખ્ખય ૧૪૮। મવ્વાબાહ ૧૪૯। મપુણરાવિંતિ ૧૫૦। સિદ્ધિગઈનામધેયં ૧૫૧। ઠાણંસંપત્તાણું ૧૫૨। નમોજિણાણું ૧૫૩। જિયભયાણું ૧૫૪। ૧૭। અ૦ ૨૭૮.

દરેક વ્રતમાં ત્રણ નમોથ્થુણં કહેવાનાં હોય છે, તેની સમજ નીચે પ્રમાણે:—

**પહેલું નમોથ્થુણં**—શ્રી સિદ્ધ ભગવંતજીને કરવાનું છે તેમાં એવી રીતે સમજવાનું કે, પ્રથમના જે તેંતાલીસ બોલ કહેલા છે તે પ્રમાણે શ્રી અરિહંત હતા, અને જેઓ સિદ્ધ થએલા છે તેમને માટે પાછલા દશ બોલ જાણવા.

**બીજું નમોથ્થુણં**—શ્રી અરહિંત દેવને કરવાનું છે. તેમાં એવી રીતે સમજવાનું કે, પ્રથમના જે તેંતાલીશ બોલ કહેલા છે તે પ્રમાણે તેઓ બિરાજમાન છે, અને તેઓ પાછળના દશ બોલમાં બતાવ્યા પ્રમાણે સિદ્ધ થવાના કામી છે, તે બીજું નમોથ્થુણં કરવાની રીત–પહેલા નમોથ્થુણંની માફકજ પહેલેથી સિદ્ધિગઇ નામધેયં" શબ્દ સુધી કહેવું અને બાવનમા "ઠાણં સંપત્તાણં" શબ્દના બદલે "ઠાણં સંપાવિઉં કામાણં' શબ્દ બોલવો અને ત્યાર પછીના શબ્દ બોલવા નહિ.

**ત્રીજું નમોથ્થુણં**—વર્તમાન કાળના સ્વધર્માચાર્યને કરવાનું છે તે એવી રીતે કે, મારા ધર્મગુરૂ, ધર્માચાર્ય, ધર્મોપદેશક, સમ્યકત્વરૂપી બોધબીજના દાતાર, મિથ્યાત્વરૂપી તીમિરના મટાડનાર, બહુસૂત્રી, સૂત્ર સિદ્ધાંતના જાણ, તરણ તારણ, તારણી નાવા સમાન, સફરી જહાજ સમાન, કલ્પતરૂ સમાન, રત્ન ચિંતામણી સમાન, પાર્શ્વમણી સમાન, ધર્મના નાયક, ધર્મના મુખી, જીન શાસનના શણગાર; એવી અનેક સર્વ શુભોપમાએ બિરાજમાન મુનિરાજ પૂજ્યજી સાહેબજી શ્રી ૧૦૦૮........**આદિ સાધુ સાધ્વીજી ગુર્વાદિકની આજ્ઞા પ્રમાણે જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં** તેઓને મારા સમય સમયના સંપૂર્ણ વિધિ સહીત વંદણા નમસ્કાર પહોંચે.

## પાઠ ૮ મો—સામાયિક પાળવાની વિધિનો.

[ ધારણ કરેલ સામાયિક વ્રતમાં દૂષણ લાગેલ હોય તે શુદ્ધ કરવાનો. ]

સામાયિકનો કાળ (વખત) પુરો થયે આ વિધિ કહેવાનો છે.

એહવા નવમા સામાયિક વ્રતના, પંચ અઇઆરા, જાણિયવ્વા નસ્સમાયરિયવ્વા તંજહા તે આલોઉં. મણદુપ્પણિહાણે ।૧। વયદુપ્પણિહાણે ।૨। કાયદુપ્પણિહાણે ।૩। સામાઇયસ્સ-સઇઅકરણયાએ ।૪। સમાઇયસ્સ અણુવઠિયસ્સકરણયાએ ।૫। તસ્સ મિચ્છામિ દુકકડં. । ૧ ।

સામાયિક સમકાએણં, ન ફાસિયં, ન પાલિયં, ન તિરિયં, ન કિટ્ટિયં, ન સોહિયં, ન આરાહિયં, આણાએ, અણુપાલિતા ન ભવઇ તસ્સ મિ૦ ।૨। સામાયિકમાં ÷ દશ મનના, દશ વચનના, બાર કાયાના એ બત્રીસ દોષ માંહિલો જે કોઇ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામી દુકકડં ॥ ૩ ॥

---

÷ ૧. **મનના ૧૦ દોષઃ-**૧ નિર્વિવેકી મને કરે. ૨ યશ કીર્તિની વાંચ્છાએ કરે. ૩ ધનનો લાભ વાંચ્છે. ૪ ગર્વ કરે. ૫ ભયથી કરે. ૬ પુત્ર તથા ધનાદિકનું નીયાણું કરે. ૭ સામાયિકના ફળનો સંદેહ કરે. ૮ અવિનય કરે. ૯ પરભવે પોતાને અમુક જાતની ઋદ્ધિ દેવતાની પદવી મળે એવી વાંચ્છના કરે. ( અને ) ૧૦ રોષ કરે. એ દોષો મનના પરિણામથી નીપજે છે.

**૨. વચનના ૧૦ દોષઃ-૧** કુવચન બોલે. ૨ કોઇને ધ્રાસકો પડે એવી ભાષા બોલે. ૩ સ્વર આલાપે એટલે ગાયન કરે. ૪ પોતાને

સામાયિકમાં *સ્ત્રી કથા, ભત્ત કથા, દેશ કથા, રાજ કથા એ ચાર કથામાંહિલી કથા કરી હોય તો તસ્સ મિ૦ ॥ ૪ ॥

સામાયિકમાં આહાર સંજ્ઞા, ભય સંજ્ઞા, મૈથુન સંજ્ઞા, પરિગ્રહ સંજ્ઞા એ ચાર સંજ્ઞા માંહિલી સંજ્ઞા કરી હોય તો તસ્સ મિ૦ । ૫ । સામાયિક વિધિએ લીધું, વિધિએ પાળ્યું, વિધિએ કરતાં અવિધિએ થયું હોય તો તસ્સ મિ૦ । ૬ । સામાયિકમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અણાચાર જાણતાં અજાણતાં મને વચને કાયાએ કરી કોઇ દોષ લાગ્યો હોય

---

છાંદે બોલે એટલે પોતાનું છિદ્ર છુપાવી બીજાની વાત ઉચ્ચારે. ૫ સુત્ર સંબંધી ખોટો વિવાદ કરે. ૬ ક્લેશ કરે. ૭ રાજદ્વારાદિક કથા વિકથા કરે, ૮ હાંસી મશ્કરી કરે. ૯ ઉતાવળો બોલે. ૧૦ મોકળાને (વ્રત વિનાને) જવા આવવાની આજ્ઞા આપે, એ દોષો વચનના પરિણામથી નીપજે છે.

૩. **કાયાના ૧૨ દોષઃ**–૧ વસ્ત્ર તથા ભૂજાએ કરી પલાંઠી બાંધે. ૨. આસન આઘું પાછું ફેરવે. ૩. ચપળપણે સર્વે દિશાએ જુએ. ૪. ગૃહ—ઘર સંબંધી સાવદ્ય એટલે પાપકારી કર્મ કરે. ૫. ભીંત સ્થંભાદિક ઓઠીંગીને બેસે. ૬. અંગ ઉપાંગ અતિ સંકોચે. ૭. આળસ મરડે તથા ધર્મ કાર્યમાં આળસ કરે. ૮ ટાચકા વગાડે. ૯. શરીરનો મેલ ઉખાડે. ૧૦. પૂંજ્યા વિના શરીરે ખંજોળે. ૧૧. અંગ ચંપાવે અને ૧૨ નિંદ્રા કરે એ બાર દોષ કાયાના પરિણામથી નિપજે છે. મન, વચન અને કાયાના થઇ કુલ બત્રીસ દોષ ટાળીને સામાયિક કરવું.

* સ્ત્રીએ આ પાઠમાં "પુરૂષ કથા" કહેવું.

તો તસ્સ મિ. ૧૭૧ સામાયિકમાં કાનો, માત્ર, મીંડી, પદ, અક્ષર ઓછું અધિક વિપરીત ભણાણું હોય તો અનંત સિદ્ધ કેવળીની સાખે મારે મિચ્છા મિ દુક્કડં. ॥ ૮ ॥ ૮ । અ૦ ૪૨૪.

**સામાયિક કરવાનો વિધિઃ**—પ્રથમ મુહપતિ પડિલેહણ કરી બાંધવી. ૧ ૧ ૧ પથરણું પડેવીને—જોઇને પાથરવું. ૧ ૨ ૧ ગોછો તથા રજોહરણ પડિલેહણ કરી રાખવો. ૧ ૩ ૧ લઘુ-નીતિનું ભાજન જોઇ રાખવું. ૧ ૪ ૧ પહેરવાનું કપડું હાથ સાડા પાંચનું પહેરવું. ૧ ૫ ૧ ઓઢવાનું કપડું હાથ પાંચનું ઓઢવું ૧ ૬ ૧

**સામાયિક આદરવાનો વિધિ**—સામાયિક શરૂ કરતી (બાંધતી) વખતે અનુક્રમે પહેલેથી સાત પાઠ તેમાં બતાવેલા વિધિ મુજબ કહેવા.

**સામાયિક પાળવાનો વિધિ**—પાળવાના વિધિમાં પણ સાત પાઠ કહેવાના છે. પરંતુ શરૂ કરતી વખતે જે સાત પાઠ કહેવાના છે તેમાં છઠ્ઠો પાઠ જે "દ્રવ્ય થકીનો" છે તેના બદલે આઠમો પાઠ "એહવા નવમા" નો કહેવો ત્યાર બાદ સાતમો પાઠ છેવટે વિધિ સહિત કહી ત્રણ નમોક્કારનો કાઉસગ્ગ કરવો.

॥ શ્રી સામાયિક વ્રત સંપૂર્ણ. ॥

# શ્રી પ્રતિક્રમણ સૂત્ર.

( આવશ્યક* )

( અહીંયા સવિનયે ઉભા થઈ બે હાથ જોડી, મસ્તકે અંજલી કરી, ગુર્વાદિકને યથાવિધિ વંદના કરી, પહેલા આવશ્યકની આજ્ઞા માગવી )

## પાઠ ૧ લો—આલોયણા વિધિનો.

પ્રથમ આત્મા અનાદિ કાળનો મમતાપણે પ્રણમ્યો છે તેહને સમતાપણે પરિણામવાને કાજે સાવદ્ય યોગનું નિવર્તન કરવું. સમભાવનો લાભ તે સામાયિક; તે સામાયિક આવશ્યક સમ પરિણામ રાખવા માટે પ્રથમ નીપજાવવો. તે ઇચ્છામિણં ભંતેના પાઠથી માંડીને નવ્વાણું અતિચારના કાઉસગ્ગ સુધી પહેલો આવશ્યક જાણવો. ॥ ૧ ॥

## પાઠ ૧ લો—ઈચ્છામિણંભંતેનો.

ઇચ્છામિણંભંતે તુબ્ભેહિં અબ્ભણું નાયસ્સમાણે દેવસી પડિક્કમણું ઠાએમિ દેવસી જ્ઞાન દર્શન ચારિત્ર ×તપ અતિચાર ચિંતવનાર્થં કરેમિ કાઉસગ્ગં. ॥ ૧ ॥

---

*સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા; એ ચતુર્વીધ તીર્થને અવશ્ય કરીને જે કરવું જોઈએ તેનું નામ આવશ્યક.

×તપ શબ્દ રાત્રી પ્રતિક્રમણમાં કહેવો. બીજી વખતે કહેવો નહી. કેમકે તપ આદર્યો હોય તે પૂર્ણ થયા વગર કહેવાય નહી.

અહીંઆં "નમો અરિહંતાણં" થી "જાવ નમો લોએ સવ્વ સાહુણં" સુધી નમોકકારનો પાઠ સંપૂર્ણ કહેવો.

### પાઠ ૨ જો—આલોયણા વિધિનો.

બાર ગુણ શ્રી અરિહંતજીના, આઠ ગુણ શ્રી સિદ્ધ ભગવંતજીના, છત્રીસ ગુણ શ્રી આચાર્યજીના, પચવીસ ગુણ શ્રી ઉપાધ્યાયજીના, સત્યાવીસ ગુણ શ્રી સાધુજીના. એ પંચ પરમેશ્વરના પાંચ પદના મળીને એકસો ને આઠ ગુણ સંબંધી જે કોઇ જ્ઞાન દર્શન ચારિત્ર તપ સંબંધી અવિનય અભક્તિ આશાતના થઈ હોય, મન વચન કાયાએ કરી, જાણપણે અજાણપણે આકુટી અણાકુટીપણે, દ્રવ્યથી ક્ષેત્રથી કાળથી ભાવથી દેશથી સર્વથી વિરાધના કરી હોય, દિવસ સંબંધી રાત્રી સંબંધી અપરાધ કર્યા હોય કરાવ્યા હોય અનુમોદ્યા હોય અવજ્ઞા કીધી હોય, તે અરિહંત અનંત સિદ્ધ કેવળી ભગવંતની સાક્ષીએ કરી તસ્સમિચ્છામિ દુકકડં. ૨.

(અહીંઆ કરેમિભંતે સામાઈયંથી જાવ અપ્પાણં વોસીરામિ સુધી પાઠ કહેવો.)

### પાઠ ૨ જો—ઈચ્છામિ ઠામિ કાઉસગ્ગંનો.

ઇચ્છામિ ઠામિ કાઉસગ્ગં જોમેદિવસિઓ અઇયારોકઓ કાઈઓ વાઇઓ માણુસ્સિઓ ઉસુત્તો ઉમગ્ગો અકપ્પો અકરણિજ્જો દુઝઝાઓ દુવિચિંતિઓ અણાયારો અણિછિય-વો અસાવગ્ગ પાઉગો નાણેતહદંસણે ચરિત્તાચરિત્તેય સુએસામાઇએ તિન્હંગુત્તિણં ચઉન્હં કસાયાણં, પંચન્હં માણુવ્વયાણં,

તિન્હં ગુણુવ્વયાણું, ચઉન્હં સિકખાવ્વયાણું બારસ્સવિહસ્સ સાવગ્ગધમ્મસ્સ જખંડિયં જંવિરાહિયં તસ્સમિચ્છામિ દુક્કડં.

(અહીંયાં તસ્સઉત્તરી કરણેણુંથી જાવ અપ્પાણું વોસિરામિ સુધી પાઠ કહેવો. પછી ૯૯÷ અતિચારનો કાઉસગ્ગ કરવો.

**॥ પહેલો સામાયિક આવશ્યક સંપૂર્ણ ॥ ૧ ॥**

(અહીં ઉભા થઈ પૂર્વની માફક બીજા આવશ્યકની આજ્ઞા માગવી, અને લોગસ્સ ઉજ્જોયગ્ગરેથી જાવ મમં દીસંતુ સુધી કહેવું )

**॥ બીજો ચોવીસંથાનો આવશ્યક સંપૂર્ણ. ॥ ૨ ॥**

(અહીં ઉભા થઈ પૂર્વની પેઠે ત્રીજા આવશ્યકની આજ્ઞા માગવી )

## પાઠ ૩ જો—ઈચ્છામિખમાસમણાનો.

[ પાપાદિક અતિચાર નિવર્તન કરતી વખતે ત્રીજી ઉત્કૃષ્ટી વંદણા કરવાનો-આ પાઠ બે વખત ઉકકુડુ આસને બેસીને કહેવો.]

ઇચ્છામિ ખમાસમ્મણો, વંદિઉં, જાવણિજ્જાએ, નિસ્સિ-

÷નવ્વાણું અતિચારની વિગતઃ—

૧૪ જ્ઞાનના પાઠ મધ્યે જંવાઇદ્ધં વિગેરે, ૫ સમકીતના પાઠના સંકા વિગેરે, ૫ પહેલા વ્રતના, ૫ બીજા વ્રતના, ૫ ત્રીજા વ્રતના, ૫ ચોથા વ્રતના, ૫ પાંચમાં વ્રતના, ૫ છઠ્ઠા વ્રતના, ૫ સાતમા વ્રતના સચિત્તાહારે વિગેરે, ૧૫ સાતમા વ્રતના કર્માદાન-ઇંગાલકમ્મે વિગેરે, ૫ આઠમા વ્રતના, ૫ નવમા વ્રતના, ૫ દશમા વ્રતના, ૫ અગિયારમા વ્રતના, ૫ બારમા વ્રતના અને ૫ સંથારાના પાઠના એ નવ્વાણું અતિચારનો તથા એક નમ્મોકકારના પાઠનો કાઉસગ્ગ કરવો.

ચાએ, અણુજાણુહ, મેમિઉગ્ગહં, નિસીહીઅહોકાયં, કાય-
ફાસં, ખમણિજ્જોભે કિલામો, અપ્પકિલંતાણં બહુસુભેણં ભે,
વસો વઇકકંતો, જત્તાભે, જવણિજ્જંચભે, ખામેમિ ખમાસમણો,
સિયં વઇકકમં, આવસ્સિયાએ પડિકકમામિ, ખમાસમણાણં,
સ્સિયાએ આસાયણાએ, તિત્તિસંન્નયરાએ, જંકિંચિમિચ્છાએ,
ણુ દુકકડાએ, વય દુકકડાએ, કાય દુકકડાએ, કોહાએ,
ણાએ, માયાએ, લોભાએ, સવ્વ કાલિયાએ, સવ્વ મિચ્છો-
ારાએ, સવ્વધમ્માઇકમણાએ, આસાયણાએ, જોમેદિવસિઓ,
યારોકઓ, તસ્સ ખમાસમણો, પડિકમામિ, નિંદામિ,
રેહામિ, અપ્પાણં વોસિરામિ. આ પાઠ બે વખત કહેવો.

**॥ ત્રીજો વંદણા આવશ્યક સંપૂર્ણ ॥ ૩ ॥**

બહીં ઉભા થઈ પૂર્વની પેઠે ચોથા આવશ્યકની આજ્ઞા માંગવી. )

## પાઠ ૪ થો--જ્ઞાનનો.*

[ જ્ઞાનના અતિચાર આલોવવાનો. ]

દિવસ સંબંધી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપને વિષે જે

---

* કયા આઠ આચાર પ્રમાણે વર્તવાથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે કહે છેઃ-૧ બત્રિશ જાતની અસઝાય વરજીને કાળ એટલે વખતસર ણુવાથી, ૨ વિનય સહિત ભણુવાથી, ૩ જ્ઞાનનો આદર સત્કાર કરી ણુવાથી, ૪ ઉપધ્યાન સહિત (સૂત્ર શીખવાને જે જે તપ કરવો ો છે તે તે કરીને) ભણુવાથી, ૫ ઉપકારીનો ગુણ ન ભુલવાથી, ૬ ઉચ્ચાર સહિત ભણુવાથી. ૭ અર્થ સહિત ભણુવાથી ( અને ) પાઠ અર્થ ઇત્યાદિ શુદ્ધ ભણુવાથી.

।તિચાર લાગ્યા હોય તે આલોઉં. આગમે તિવિહે પન્નત્તે 'જહા. સુત્તાગમે ।૧। અથ્થાગમે ।૨। તદુભયાગમે ।૩। ।હવા શ્રી જ્ઞાનને વિષે જે અતિચાર લાગ્યા હોય તે આલોઉં. 'વાઇદ્ધં ।૧। વચ્ચામેલિયં ।૨। હીણખ્ખરં ।૩। અચ્ચ-ખરં ।૪। પયહીણં ।૫। વિણયહીણં ।૬। જોગહીણં ।૭। ।સહીણં ।૮। સુઠુદિન્નં ।૯। દુઠુપડિછિયં ।૧૦। અકાલેકઓસ-ઝાઓ ।૧૧। કાલે ન કઓસઝઝાઓ ।૧૨। અસઝઝાઇએ સઝઝા-।૧૩। સઝઝાઇએ ન સઝઝાયં ।૧૪। તસ્સ મિચ્છામિ દુક્કડં.।૪।

## પાઠ ૫ મો—સમકિતનો.

**[ ત્રણ તત્વને સત્ય રૂપ કરી માનવાનો. ] ***

દંસણસમકિત, પરમથ્થ, સંથ્થવો વા, સુદિઠ પરમથ્થ, વણા વાવિ વાવન્ન કુદંસણ વજ્જણા સમત્ત સદ્દહણા, એહવા મકિતના સમણોવાસએણં સમત્તસ્સ પંચઅઇયારા પાયાલા ।ણિયવ્વા ન સમાયરિયવ્વા તંજહા તે આલોઉં. સંકા ।૧।

* કયા આઠ આચાર પ્રમાણે વર્તવાથી સમકિતની પુષ્ટી થાય તે કહે છેઃ—૧ જીન ભાષિતમાં શંકા ન રાખવાથી, ૨ કંખા રહિત ટલે અન્ય મતની વાંચ્છના ન કરવાથી, ૩ કરણીના ફળનો સંદેહ રાખવાથી, ૪ અન્ય મતનો આડંબર દેખી નહિ મુંઝાતા અમુઢ ।પણે રહેવાથી, ૫ ઉપકારીના ગુણ દીપાવવાથી, ૬ પડતાને એટલે ।ં માર્ગથી લથડી જતાને સ્થીર કરવાથી, ૭ ચતુર્વીધ સંઘની ।ગ્ય વાત્સલ્યતા (મદદ) કરવાથી (અને) ૮ જૈન માર્ગનો ।કમા નિર્વિઘ્નપણે પ્રણમાવવાથી.

કંખા ।૨। વિતિગીચ્છા ।૩। પરપાસંડ પરસંસા ।૪। પરપાસંડ સંથવો ।૫। એ પાંચ અતિચાર મધ્યે જે કોઇ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૫ ॥

## પાઠ ૬ ઠો—પહેલું અણુંવ્રત.

[ જીવ દયા પાળવા વિષેનું. ]

પહેલું અણુંવ્રત થુલાઓ પાણાઇવાયાઓ વેરમણું ત્રસજીવ બેઇંદ્રિય તેઇંદ્રિય ચઉરિંદ્રિય પંચેંદ્રિય જાણી પ્રીછી સ્વસંબંધી શરીર માંહિલા પીડાકારી સઅપરાધી વિગલેંદ્રિય-વિના આકુટી હણવાનિમિત્તે હણવાના પચ્ચખાણ તથા સૂક્ષ્મ એકેંદ્રિય પણ હણવાના પચ્ચખાણ. જાવજીવાએ દુવિહં તિવિહેણં નકરેમિ નકારવેમિ મણસા વયસા કાયસા, એહવા પહિલા થુલ પ્રાણાતિપાત વેરમણું વ્રતના પંચ અઇયારા પાયાલા જાણિયવ્વા નસમાયરિયવ્વા તંજહા તે આલોઉં. બંધે ।૧। વહે ।૨। છવિછીએ ।૩। અઇભારે ।૪। ભત્તપાણવોછેએ ।૫। એ પાંચ અતિચાર માંહીલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૧ ॥ ૬ ॥

## પાઠ ૭ મો—બીજું અણુંવ્રત.

( સત્ય બોલવા વિષેનું. )

બીજું અણુંવ્રત થુલાઓ મુસાવાયાઓ વેરમણું કન્નાલીક ।૧। ગોવાલિક ।૨। ભોમાલિક ।૩। થાપણમોસો ।૪। મોટકી કુડીસાખ ।૫। ઇત્યાદિક મોટકું જુઠું બોલવાના પચ્ચખાણ. જાવજીવાએ દુવિહં તિવિહેણં નકરેમિ નકારવેમિ મણસા

વયસા કાયસા, એહવા બીજા થુલ મૃષાવાદ વેરમણું વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા નસમાયરિયવ્વા તંજહા તે આલોઉં. સહસાભખ્ખાણે ।૧। રહસ્સાભખ્ખાણે ।૨। સદારમંતભેએ ।૩। મોસોવએસે ।૪। કુડલેહ કરણે ।૫। એ પાંચ અતિચાર માંહીલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુકકડં. ॥૨॥

## પાઠ ૮ મો—ત્રીજું અણુવ્રત.

### ( ચોરી નહીં કરવા વિષેનું. )

ત્રીજું અણુંવ્રત થુલાઓ અદિન્નાદાણાઓ વેરમણું. ખાતરખણી, ગાંઠડી છોડી, તાલું પર કુંચીએ કરી, પડી વસ્તુ ધણીયાતી જાણી; ઈત્યાદિક મોટકું અદત્તાદાન લેવાના પચ્ચખાણ, સગાસંબંધી વ્યાપારસંબંધી તથા નભરમી વસ્તુ ઉપરાંત અદત્તાદાન લેવાના પચ્ચખાણ. જાવજીવાએ દુવિહં તિવિહેણં નકરેમિ નકારવેમિ, મણસા વયસા કાયસા, એહવા ત્રીજાથુલ અદત્તાદાન વેરમણુંવ્રતના પંચઅઈયારા જાણિયવ્વા નસમાયરિયવ્વા તંજહા તે આલોઉં. તેન્નાહડે ।૧। તકકરપઉગે ।૨। વિરૂદ્ધરજ્જાઇકમ્મે ।૩। કુડતોલે કુડમાણે ।૪। તપડિરૂવગ્ગવવહારે ।૫। એ પાંચ અતિચાર માંહીલા જે કોઈ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુકકડં. ॥ ૩-૮ ॥

## પાઠ ૯ મો—ચોથું અણુવ્રત.

### ( શિયળ પાળવા વિષેનું. )

ચોથું અણુંવ્રત થુલાઓ મેહુણાઓ વેરમણું સદાર÷

÷પુરૂષે 'સદાર સંતોષિએ' કહેવું અને સ્ત્રીએ' સભર્તાર સંતોષિએ 'કહેવું.

સંતોષિએ, અવસેસં મેહુણુ વિહંનો પચ્ચખાણુ અને જે સ્ત્રી પુરૂષને મૂળ થકી કાયાએ કરી મેહુણુ સેવવાનાં પચ્ચખાણુ હોય તેહને દેવતા મનુષ્ય તિર્યંચ સંબંધી મેહુણુના પચખાણુ. જાવજીવાએ દેવતા સંબંધી દુવિહં તિવિહેણું, નકરેમિ નકારવેમિ, મણુસા વયસા કાયસા, મનુષ્ય તિર્યંચ સંબંધી એગવિહં એગવિહેણું, નકરેમિ કાયસા. એહવા ચોથા થુલ મેહુણુ વેરમણું વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા નસમાયરિયવ્વા તંજહા તે આલોઉં. ઈત્તરીય પરીગ્ગહીયગમણે ।૧। અપરીગ્ગહીયગમણે ।૨। અનંગ ક્રીડા ।૩। પરવિવાહકરણે ।૪। કામ ભોગેસુ તિવ્વાભિલાસા ।૫। એ પાંચ અતિચાર માંહીલા જે કોઈ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુકકડં. ॥૪॥૯॥

## પાઠ ૧૦ મો—પાંચમું અણુંવ્રત.

### ( પરિગ્રહનો ત્યાગ કરવા વિષેનું. )

પાંચમું અણુંવ્રત થુલાઓ પરિગ્ગહાઓ વેરમણું, ખેત્તવથ્થુનું યથા પરિમાણુ ।૧। હીરણુ સોવનનું યથા પરિમાણુ ।૨। ધનધાનનું યથા પરિમાણુ ।૩। દુપદ ચઉપદનું યથા પરિમાણુ ।૪। કુવિયનું યથા પરિમાણુ ।૫। એ યથા પરિમાણુ કીધું છે, તે ઉપરાંત પોતાનો પરિગ્રહ કરી રાખવાના પચ્ચખાણુ, જાવજીવાએ એગવિહં તિવિહેણું, નકરેમિ મણુસા વયસા કાયસા, એહવા પાંચમાં થુલ પરિગ્રહ પરિમાણુ વેરમણું વ્રતના પંચ અઈયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વા તંજહા તે આલોઉં. ખેતવથ્થુ પ્પમાણાઇકમ્મે ।૧। હિરણુ સોવન

પ્પમાણાઇક્કમ્મે ।૨। ધનવાન પ્પમાણાઇ કમ્મે ।૩। દુપદ ચઉપદ પ્પમાણાઇ કમ્મે ।૪। કુવિય પ્પમાણાઇકમ્મે ।૫। એ પાંચ અતિચાર માંહીલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુકકડં. ॥ ૫ ॥ ૧૦ ॥

## પાઠ ૧૧ મો--છઠું ગુણવ્રત.
### ( દિશાઓનું માન કરવા વિષેનું.)

છઠું દિસી વ્રત ઉર્ધ્વદિશિનું યથા પરિમાણ ।૧। અધો-દિશિનું યથા પરિમાણું તિરિય દિશિનું યથા પરિમાણ એ યથા પરિણામ કીધું છે તે ઉપરાંત સઇચ્છાએ કાયાએ જઇને પાંચ આશ્રવ સેવવાના પચખાણ, જાવજીવાએ દુવિહં તિવિહેણં નકરેમિ નકારવેમિ મણુસા વયસા કાયસા, એહવા છઠ્ઠા દિસી વેરમણં વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વા તંજહા તે આલોઊં. ઉર્ધ્વદિસી પ્પમાણાઇકમ્મે ।૧। અધોદિસી પ્પમાણાઇક્કમે ।૨। તિરીયદિસી પ્પમાણાઇકમ્મે ।૩। ખેતવુઠ્ઠી ।૪। સઇ અંતરધાએ ।૫। એ પાંચ અતિચાર માંહીલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં. ।૬।૧૧।

## પાઠ ૧૨ મો—સાતમું ગુણવ્રત.
### ( દ્રવ્યનું માન કરવા વિષેનું. )

સાતમું વ્રત ઉવભોગ પરિભોગવિહં પચ્ચખાયમાણે ઉલ્લણીયાવિહં ।૧। દંતણુવિહં ।૨। ફલવિહં ।૩। અભંગણુવિહં ।૪। ઉવટ્ટણુવિહં ।૫। મંજ્જણુવિહં ।૬। વથ્થવિહં ।૭। વીલ્લેવણુવિહં ।૮। પુફ્ફવિહં ।૯। આભરણુવિહં ।૧૦। ધૂપવિહં

।૧૧। પેજવિહં ।૧૨। ભખ્ખણવિહં ।૧૩। ઉદનવિહં ।૧૪। સૂપવિહં ।૧૫। વિગયવિહં ।૧૬। સાકવિહં ।૧૭। માહુરવિહં ।૧૮। જમણવિહં ।૧૯। પાણીવિહં ।૨૦। મુખવાસવિહં ।૨૧। વાહનીવિહં ।૨૧। વાહનવિહં ।૨૩। શયણવિહં ।૨૪। સચિત્તવિહં ।૨૫। દવ્વવિહં ।૨૬। ઈત્યાદિકનું યથા પરિમાણ કીધું છે તે ઉપરાંત ઊવભોગ પરિભોગ ભોગનિમિત્તે ભોગવવાના પચ્ચખાણ. જાવજીવાએ એગવિહં તિવિહેણં નકરેમિ મણસા વયસા કાયસા. એહવા સાતમા ઉવભોગ પરિભોગ દુવિહે પન્નતે તંજહા. ભોયણાઉય કમ્મઉયં, ભોયણાઉય સમણોવાસએણું પંચ અઇયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વા તંજહા તે આળોઉં. સચિત્તાહારે ૧, સચિત્ત પડિબદ્ધાહારે ૨, અપ્પોલીયો સહી ભખ્ખણયા ૩, દુપ્પોલીયો સહી ભખ્ખણયા ૪, તુચ્છો સહી ભખ્ખણયા ૫, કમ્મઉણં સમણો વાસએણું પન્નરસ્સ કમ્માદાણાઇ જાણિયવ્વા ન સમાયરિવ્વા તંજહા તે આલોઉં. ઇંગાલકમ્મે ૧, વણકમ્મે ૨, સાડીકમ્મે ૩, ભાડીકમ્મે ૪, ફોડીકમ્મે ૫, દંતવાણિજ્જે ૬, કેસવાણિજ્જે ૭, રસવાણિજ્જે ૮, લખવાણિજ્જે ૯, વિસવાણિજ્જે ૧૦, જંતુપીલણકમ્મે ૧૧, નીલંચ્છણકમ્મે ૧૨, દવગ્ગિદાવણીયા ૧૩, સરદહતલાગપરિસોસણીયા ૧૪, અસઈજણપોસણીયા ૧૫, એ પાંચ અતિચાર અને પંદર કરમાદાન મધ્યે જે કોઇ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં ॥૭-૧૨॥

## પાઠ ૧૩ મો–આઠમું ગુણવ્રત.

### ( અનર્થાદંડનો ત્યાગ કરવા વિષેનું. )

આઠમું વ્રત અનર્થાદંડનું વેરમણં ચઉવિહે અણથ્થા દંડે પન્નતે તંજહા. અવઝઝાણાચરિયં ૧, પમાયાચરિયં ૨, હંસપ્પયાણં ૩, પાવકમ્મોવએસં ૪, એહવા આઠમા અનર્થા દંડ સેવવાના પચ્ચખાણ, જાવજીવાએ દુવિહં તિવિહેણં નકરેમિ નકારવેમિ મણસા વયસા કાયસા, એહવા આઠમા અણથ્થા-દંડ વેરમણંવ્રતના પંચઅઇયારા જાણિયવ્વા નસમાયરિયવ્વા તંજહા તે આલોઉં. કંદપ્પે ૧, કુકુઇએ ૨, મોહરીએ ૩, સંજુત્તાહિગરણે ૪, ઉવભોગ પરિભોગ અઇરિત્તે ૫, એ પાંચ અતિચાર માંહિલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૮–૧૩ ॥

## પાઠ ૧૪ મો—નવમું શિક્ષાવ્રત.

### ( સામાયિક કરવા વિષેનું. )

નવમું સામાયિક વ્રત સાવજ્જં જોગનું વેરમણં જાવ-નિયમ પજ્જુવાસામિ દુવિહં તિવિહેણં નકરેમિ નકારવેમિ મણસા વયસા કાયસા એહવી સદ્દહણા પરૂપણાએ સામાયિકનો અવસર આવે સામાયિક કરીએ તિવારે ફરસનાએ કરી શુદ્ધ. એહવા નવમા સામાયિક વ્રતના પંચ અઇયારા, જાણિયવ્વા નસમાયરિયવ્વા તંજહા તે આળોઉં. મણદુપ્પણિહાણે ૧, વયદુપ્પણિહાણે ૨, કાયદુપ્પણિહાણે ૩, સામાઇયસ્સ સઇ-

અકરણયાએ ૪, સામાઇયસ્સ અણવઠિયસ્સ કરણયાએ ૫, એ પાંચ અતિચાર માંહિલા જે કોઈ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૯-૧૪ ॥

## પાઠ ૧૫ મો—*દસમું શિક્ષાવ્રત.

(દેસાવગાસિક કરવા વિષેનું.)

દસમું દેસાવગાસિક વ્રત દિન પ્રત્યે પ્રભાત થકી પ્રારંભીને પૂર્વાદિક છ દિશે જેટલી ભૂમિકા મોકળી રાખી છે તે ઉપરાંત સઇચ્છાએ કાયાએ જઇને પાંચ આશ્રવ સેવવાના પચ્ચખાણ, જાવ અહોરત્તં દુવિહં તિવિહેણં નકરેમિ નકારવેમિ મણસા વયસા કાયસા, જેટલી ભૂમિકા મોકળી રાખી છે તે માંહિ દ્રવ્યાદિકની મર્યાદા કીધી છે તે ઉપરાંત ઉપભોગ પરિભોગ ભોગનિમિત્તે ભોગવવાના પચ્ચખાણ, જાવ-અહોરત્તં એગવિહં તિવિહેણં નકરેમિ મણસા વયસા કાયસા એહવા દસમા દેસાવગાસીક વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા નસમાયરિયવ્વા તંજહા તે આળોઉં. આણવણ પઉગે ૧, પેસવણ પઉગે ૨, સદ્દાણુંવાએ ૩, રૂવાણુંવાએ ૪, બહિયા પોગ્ગલ પખ્ખવે ૫; એ પાંચ અતિચાર માંહેલા જે કોઈ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥૧૦-૧૫॥

---

*દસમું વ્રત પાળવાની વિધિઃ—

એહવા દસમા દેસાવગાસીક વ્રતના પંચ અઇયારા જાણિયવ્વા નસમાયરિયવ્વા તંજહા તે આળોઉં. આણવણપઉગે પેસવણપઉગે

## પાઠ ૧૬ મો—÷અગિયારમું શિક્ષાવ્રત.

[પોષો કરવા વિષેનું એટલે આત્માને ધર્મધ્યાનથી પુષ્ટ કરવાનું.]

અગ્યારમું પોષધવ્રત અસણું પાણું ખાઇમં સાઇમનાં

---

સદાણુવાએ રૂવાણુંવાએ બહિયા પોગ્ગલપખ્ખવે તસ્સ મિચ્છામિદુક્કડં. ૧

દસમુ વ્રત સમકાએણું ન ફાસિયં ન પાલીયં ન તિરિયં ન કિટ્ટિયં ન સોહિયં ન આરાહિયં આણાએ અણુંપાલિતા ન ભવઇ તસ્સ મિચ્છામિ દુક્કડં. ૨.

દસમા વ્રતમાં લાગતા દોષ માંહેલો જે કોઇ દોષ લાગ્યો હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં. ૩.

દસમા વ્રતમાં સ્રીકથા ભત્તકથા દેશકથા રાજકથા, એ ચાર કથા માંહિલી કોઇ કથા કરી હોય તો તસ્સ મિચ્છામિ દુકકડં. ૪.

દસમા વ્રતમાં આહારસંજ્ઞા ભયસંજ્ઞા મૈથુનસંજ્ઞા પરીગ્રહ સંજ્ઞા, એ ચાર સંજ્ઞા માંહિલી કોઇ સંજ્ઞા કરી હોય તો તસ્સ મિચ્છામિ દુકકડં. ૫.

દસમું વ્રત વિધિએ લીધું વિધિએ પાળ્યું વિધિએ કરતાં અવિધિએ થયું હોય, તો તસ્સ મિચ્છામિ દુકકડં ૬.

દસમા વ્રતમાં અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અણાચાર, જાણતાં અજાણતાં, મને વચને કાયાએ કરી, જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ સંબંધી કોઈ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુકકડં. ૭.

દસમા વ્રતમાં કાનો માત્રા મીંડીં પદ અક્ષર ઓછો અધિક વિપરીત ભણાણો હોય તો અનંત સિદ્ધ કેવળીની સાખે માહરે મિચ્છામિ દુકકડં. ૮

÷પોષો પાળવાની વિધિઃ—

એહવા અગ્યારમાં પડીપૂર્ણ પોષધ વ્રતના પંચ અઇયારા જાણિ-

પચખાણુ ૧, અબ્રહ્મનાં પચ્ચખાણુ ૨, મણિસુવર્ણનાં પચ-ખાણુ ૩, માલાવન્નગવિલેવણનાં પચખાણુ ૪, સથ્થમુસલાદિક

યવ્વા ન સામાયરિયવ્વા તંજહા તે આલોઊં. અપડિલેહિયં દુપડિલેહિયં સેજ્જા સંથારએ ૧, અપમજ્જિયં દુપમજ્જિયં સેજ્જા સંથારએ ૨, અપડિલેહિયં દુપડિલેહિયં ઉચ્ચાર પાસવણ ભૂમિ ૩, અપમજ્જિય દુપમજ્જિયં ઉચ્ચાર પાસવણ ભૂમિ ૪, પોસહસ્સ સમંઅણાણું પાલણયા ૫; એ પાંચ અતિચાર માંહીલા જે કોઈ અતિચાર લાગ્યા હોય તે તસ્સમિચ્છામિ દુક્કડં. ૧.

પોષધ વ્રત સમકાએણં ન ફાસિયં ન પાલીયં ન તિરિયં ન કિટ્ટિયં ન સોહિયં ન આરાહિય આણાએ અણુપાલીના ન ભવઇ તસ્સ મિચ્છામિ દુક્કડં. ૨

પોષધ વ્રતમાં એકવીશ દોષ માંહીલા જે દોષ લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં. ૩.

પોષામાં ૨૧ દોષ કેવી રીતે કરવાથી લાગે છે તેની વિગતઃ—

૧ અવ્રતીની લાવેલ વસ્તુ વાપરવારથી, ૨ પોષા કાજે સરસ આહાર કરવાથી, ૩ અંતરવારણે સંજોગ મેળવી આહાર લેવાથી, ૪ શરીરની વિભૂષા કરવાથી, ૫ પોષા કાજે વસ્ત્ર ધોવરાવવાથી, ૬ પોષામાં આભરણ તથા બહુમૂલાં વસ્ત્ર પહેરવાથી, ૭ પોષામાં નખ ઉતારવાથી ૮ શરીરનો મેલ ઉતારવાથી, ૯ દિવસે સુવાથી, ૧૦ પોષામાં કામ પ્રદિપ્તવાળી કથા કરવાથી, ૧૧ ભત્ત કથા કરવાથી, ૧૨ રાજ કથા કરવાથી, ૧૩ દેશ કથા કરવાથી, ૧૪ પરનિંદા કરવાથી, ૧૫ માતા પિતા વિગેરે અવ્રતીને આવવા જવાનો આદેશ આપવાથી, ૧૬ ચોરીની કથા કરવાથી, ૧૭ સ્ત્રીના અંગ ઉપાંગ નીરખવાથી, ૧૮

સાવજ્જજોગનાં પચખાણ ૫, જાવઅહોરતં પજ્જુવાસામિ દુવિહં તિવિહેણું નકરેમિ નકારવેમિ મણસા વયસા કાયસા, એહવી સદ્દહણા પરૂપણાએ પોષાનો અવસર આવે પોષો કરીએ તેવારે ફરસનાએ કરી શુદ્ધ. એહવા આચારમા પરિપૂર્ણ પોષધવ્રતના પંચઅઇયારા જાણિયવ્વા નસમાયરિયવ્વા તંજહા તે આલોઊં. અપડિલેહિયં દુપડિલેહિયં સેજાસંથારએ ૧, અપમજિયં દુપમજિયં સેજા સંથારએ ૨, અપડિલેહીયં

---

સ્ત્રી આસન ઉપરથી ઉઠયા પછી બે ઘડી પહેલાં બેસવાથી, ૧૯ સંસારનું કામ ચિંતવવાથી, ૨૦ ઉચ્ચાર પાસવણના ઠામ ભેળાં મુકવાથી અને ૨૧ સેજા સંથારાદિક પૂંજયા વિના વાપરવાથી.

પોષધ વ્રતમાં સ્ત્રી કથા ભત્ત કથા દેશ કથા રાજ કથા, એ ચાર કથા માંહેલી કોઇ કથા કરી હોય તો તસ્સ મિચ્છામિ દુકકડં. ૪

પોષધ વ્રતમાં આહારસંજ્ઞા ભયસંજ્ઞા મૈથુનસંજ્ઞા પરિગ્રહસંજ્ઞા, એ ચાર સંજ્ઞા માંહેલી કોઇ સંજ્ઞા કરી હોય તો તસ્સ મિચ્છામિ દુંક્કડ ૫

પોષધ વ્રત વિધિએ લીધું વિધિએ પાળ્યું વિધિએ કરતાં અવિધિએ થયું હોય, તો તસ્સ મિચ્છામિ દુકકડં. ૬

પોષધ વ્રતમાં અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અણાચાર જાણતાં અજાણતાં મને વચને કાયાએ કરી, જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ સંબંધી કોઇ દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં. ૭.

પોષધ વ્રતમાં કાનો માત્રા મીંડી પદ અક્ષર ઓછો અધિક વીપરીત ભણાણો હોય તો અનંત સિદ્ધ કેવળીની સાખે મહારે મિચ્છામિ દુક્કડં. ૮.

દુપડિલેહીયં ઉચ્ચાર પાસવણભૂમિ ૩, અપમજ્જિયં દુપમજ્જિયં ઉચ્ચાર પાસવણ ભૂમિ ૪, પોસહસ્સ સમં અણુાણું પાલણયા ૫, એ પાંચ અતિચાર માંહિલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તે તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૧૧-૧૬. ॥

## પાઠ ૧૭ મો—બારમું શિક્ષાવ્રત.

### ( સાધુજીને વહોરાવવા વિષેનું. )

બારમું અતિથિ સંવિભાગવ્રત સમણે નિગ્ગંથે ફાસુએ-સણિજ્જેણં અસણં પાણં ખાઇમં સાઇમં વથ્થ પડિગ્ગહ કંબલ પાયપુછણેણં પાઢીઆરૂ પીઢ ફલગ સેજા સંથારએણં, ઊસહ, ભેસજ્જેણં પડિલાભેમાણે વિહરામિ, એહવી સદ્દહણા પરૂપણા સાધુસાધવીની જોગવાઇ મળે તેવારે ફરસનાએ કરી શુદ્ધ. એહવા બારમા અતિથિ સંવિભાગ વ્રત્તના પંચ અઇયારા જાણિયવ્વા ન સમાયરિયવ્વા તંજહા તે આલોઉં. સચિત્તનિખ્ખેવણિયા ૧, સચિતપેહણિયા ૨, કાલાઇક્કમ્મે ૩, પરોવએસે ૪, મચ્છરિયાએ ૫; એ પાંચ અતિચાર માંહિલા જે કોઇ અતિચાર લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં ॥૧૨-૧૭॥

## પાઠ ૧૮ મો—અણુસણુ-સંથારો કરવાની વિધિનો *

* રાત્રિ પ્રતિક્રમણમાં તપના બાર ભેદ કહેવાના તે આ પ્ર-માણે—૧ અણુશણ, ૨ ઊણોદરી, ૩ વૃત્તિ સંક્ષેપ, ૪ રસ પરિત્યાગ, ૫ કાયક્લેશ, ૬ પડિસંલીનતા, ૭ પ્રાયશ્ચિત, ૮ વિનય, ૯ વૈયાવચ્ચ, ૧૦ સજ્ઝાય, ૧૧ ધ્યાન, ૧૨ કાઊસગ્ગ, એ બાર પ્રકારના તપ (પહેલા ૭ બાહ્યના અને પાછલા ૭ અભ્યંતરના ભેદ)ને વિષે જે દોષ લાગ્યા હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં.

અપચ્છિમ મારણંતિય સંલેહણા પોષધશાળા પુંજીને ૧, ઉચ્ચાર પાસવણ ભૂમિકા પડિલેહીને ૨, ગમણાગમણે પડિક્રમીને ૩, દર્ભાદિક સંથારો સંથરીને ૪, દર્ભાદિક સંથારો દુરૂહિને ૫, પૂર્વ તથા ઉત્તરદિશી પલ્યંકાદિક આસને બેસીને ૬, કરયલ સંપગ્ગહીયં સિરસાવત્તયં મથ્થએ અંજલિકટ્ટુ એવં વયાસિ–નમોથ્થુણં અરિહંતાણં ભગવંતાણં જાવસંપત્તાણં ૭, એમ અનંતા સિદ્ધને નમસ્કાર કરીને વર્તમાન પોતાના ધર્માચાર્યને નમસ્કાર કરીને ૮, પૂર્વે જે વ્રત આદર્યાં છે તે આલોઈ પડિક્કમિ નિંદી નિસલ્લ થઇને ૯, સવ્વં પાણાઇવાયં પચખામિ, સવ્વં મુસાવાયં પચખામિ, સવ્વં અદિનાદાણં પચખામિ, સવ્વં મેહુણં પચખામિ, સવ્વં પરિગ્ગહં પચખામિ સવ્વં કોહં પચખામિ જાવ મિચ્છાદંસણસલ્લં અકરણિજ્જં જોગં પચખામિ જાવજીવાએ તિવીહં તિવીહેણં નકરેમિ નકરાવેમિ કરંતં નાણું જાણુઈ મગુસા વયસા કાયસા એમ અઢાર પાપસ્થાનક પચખીને ૧૦, સવ્વં અસણં પાણં ખાઇમં સાઇમં ચઉવિહં પિઆહારં પચખામિ જાવ જીવાએ એમ ચારે આહાર પચખીને ૧૧, જંપિયં ઇમંશરીરં ઈઠંકંતંપિયંમણુન્ન મણામંધીજં વિસાસીયં સમયં અણુમયં બહુમયં ભંડકરંડગ સમાણં, રયણકરંડગભૂયં, માણસીયં માણંઉન્હં માણંખુહા માણંપીવાસા માણંબાલા માણંચોરા માણંદંસા માણંમસગા માણંવાઇયં પિત્તિયં સંભિમં સન્નિવાઈયં વિવિહારોગાયંકા પરીસહોવસગ્ગા ફાસાફુસંતી ત્તિકટ્ટુ,

એયં પિયેણું, ચરિમેહિં, ઉસ્સાસનિસાસેહિં, વોસિરામિ, તિ-કટ્ટુ એમ શરીર વોસિરાવીને ૧૨, કાલં અણુવકંખમાણે વિહરંતિ ૧૩, એહવી સદ્દહણાપરૂપણાએ અણુસણનો અવસર આવે અણુસણ કરૂં તિવારે ફરસનાએ કરી શુદ્ધ એહવા અપછિમ મારણંતિય, સંલેહણા, ઝુસણા આરાહણાના, પંચઅઇયારા, જાણિયવ્વા, નસમાયરિયવ્વા તંજહા તે આળોઉ. ઈહલોગા સંસપ્પઉગે ૧, પરલોગા સંસપ્પઉગે ૨, જીવિયા સંસપ્પઉગે ૩, મરણા સંસપ્પઉગે ૪, કામભોગા સંસપ્પઉગે ૫, એ પાંચ અતિચાર માંહેલા જે કોઈ અતિચાર લાગ્યા હોય તે તસ્સમિચ્છામિ દુક્કડં ॥૧૮॥

એમ સમકિત પૂર્વક બાર વ્રત સંલેહણા સહિત એહને વિષે જે કોઈ અતિક્રમ ૧, વ્યતિક્રમ ૨, અતિચાર ૩, અ-ણાચાર ૪, જાણતાં અજાણતાં, મન વચન અને કાયાએ કરી, સેવ્યા હોય સેવરાવ્યા હોય સેવતા પ્રત્યે અનુમોદ્યા હોય, તો અનંત સિદ્ધ કેવળીની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં.

## પાઠ ૧૯ મો—અઢાર પાપસ્થાનકનો.

હવે અઢાર પાપસ્થાનક સેવ્યા હોય તે આળોઉ છું. પ્રાણાતિપાત ૧, મૃષાવાદ ૨, અદત્તાદાન ૩, મૈથુન ૪, પરિ-ગ્રહ ૫, ક્રોધ ૬, માન ૭, માયા ૮, લોભ ૯, રાગ ૧૦, દ્વેષ ૧૧, કલહ ૧૨, અભ્યાખ્યાન ૧૩, પૈશુન્ય ૧૪, પરપરિવાદ ૧૫, રઇઅરઈ ૧૬, માયામોસો ૧૭, મિચ્છાદંસણસલ્લં ૧૮, એ અઢાર પાપસ્થાનક સેવ્યા હોય, સેવરાવ્યા હોય, સેવતા

પ્રત્યે અનુમોઘા હોય તો અનંતસિદ્ધ કેવળીની સાખે તસ્સ-મિચ્છામિ દુક્કડં ॥ ૧૯ ॥

## પાઠ ૨૦ મો–પચીસ પ્રકારના મિથ્યાત્વનો.

હવે પચીસ પ્રકારનું મિથ્યાત્વ લાગ્યું હોય તે આળોઉં છું. ૧ અભિગ્રહિક મિથ્યાત્વ, ૨ અનાભિગ્રહિક મિથ્યાત્વ, ૩ અભીનીવેસિક મિથ્યાત્વ, ૪ સાંશયિક મિથ્યાત્વ, ૫ અણાભોગ મિથ્યાત્વ, ૬ લૌકિક મિથ્યાત્વ, ૭ લોકોત્તર મિથ્યાત્વ, ૮ કુપ્રાવચન મિથ્યાત્વ, ૯ જિન માર્ગથી ઓછું પરૂપે તે મિથ્યાત્વ, ૧૦ જિન મારગથી અધીકું પરૂપે તે મિથ્યાત્વ, ૧૧ જિન મારગથી વિપરીત પરૂપે તે મિથ્યાત્વ, ૧૨ ધર્મને અધર્મ કહે તે મિથ્યાત્વ, ૧૩ અધર્મને ધર્મ કહે તે મિથ્યાત્વ, ૧૪ જીવને અજીવ કહે તે મિથ્યાત્વ, ૧૫ અજીવને જીવ કહે તે મિથ્યાત્વ, ૧૬ જિનમાર્ગને અન્યમાર્ગ કહે તે મિથ્યાત્વ, ૧૭ અન્ય માર્ગને જિનમાર્ગ કહે તે મિથ્યાત્વ, ૧૮ સાધુને કુસાધુ કહે તે મિથ્યાત્વ, ૧૯ કુસાધુને સાધુ કહે તે મિથ્યાત્વ, ૨૦ આઠ કર્મથી મુકાણા તેને કહે જે નથી મુકાણા તે મિથ્યાત્વ, ૨૧ આઠ કર્મથી નથી મુકાણા તેને કહે જે મુકાણા તે મિથ્યાત્વ, ૨૨ અવિનય મિથ્યાત્વ, ૨૩ અકીરિયા મિથ્યાત્વ, ૨૪ અજ્ઞાન મિથ્યાત્વ, ૨૫ આસાતના મિથ્યાત્વ; એ પચીસ પ્રકારનું મિથ્યાત્વ માહારે જીવે તમારે જીવે સેવ્યું હોય, સેવરાવ્યું હોય, સેવતા પ્રત્યે અનુમોદ્યું હોય તો અનંત સિદ્ધ કેવળીની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૨૦ ॥

## પાઠ ૨૧ મો–ચૌદ પ્રકારનાં સમુર્છિમનો.

હવે ચૌદ પ્રકારનાં સમુર્છિમ મનુષ્ય સંબંધી પાપ લાગ્યું હોય તે આળોઊં છું. ૧ ઉચ્ચારેસુ વા, ૨ પાસવણેસુ વા, ૩ ખેળેસુ વા, ૪ સંઘાણેસુ વા, ૫ વંતેસુ વા, ૬ પીતેસુ વા, ૭ પુઇએસુ વા, ૮ સોણીએસુ વા, ૯ સુકકેસુ વા, ૧૦ સુકકપોગલ પડીસાડીએસુ વા, ૧૧ વિગયજીવ કલેવરેસુ વા, ૧૨ ઇથ્થિપુરૂષ સંજોગેસુ વા, ૧૩ નગરની ધમણેસુ વા, ૧૪ સવ્વેસુચેવ અસુઇઠાણેસુ વા; એ ચૌદ પ્રકારનાં સમુર્છિમ સંબંધી પાપ લાગ્યું હોય તો તસ્સમિચ્છામિ દુકકડં ॥૨૧॥

અહીંયાં ઇચ્છામિ આલોઉં જોમે દિવસિઓ અઇયારો કઓ જાવ જંખંડીયં જંવિરાહીયં તસ્સ મિચ્છામિ દુકકડંનો પાઠ કહેવો ( ત્યાર પછી ) નમો અરિહંતાણંથી જાવ. સવ્વ સાહુણં સુધીનો પાઠ કહેવો ( અને પછી ) કરેમિભંતે સામાઇયંથી જાવ અપ્પાણં વોસિરામિ સુધીનો પાઠ કહેવો.

## પાઠ ૨૨ મો–માંગલિકનો.

( આ પાઠ કહેતી વખતે જમણો ઢીંચણ ઉભો રાખી ડાબો ઢીંચણ ધરતી પર થાપી બે હાથ જોડી પગે લાગી કહેવો. )

શ્રી ચત્તારિ મંગળં અરિહંતા મંગળં સિદ્ધા મંગળં સાહું મંગળં કેવળી પન્નંતો ધમો મંગળં, ચત્તારિ લોગુત્તમા અરિહંતા લોગુત્તમા સિદ્ધા લોગુત્તમા સાહુ લોગુત્તમા કેવળીપન્નંતો ધમ્મો લોગુત્તમા, ચત્તારિ શરણં પવ્વજામિ, અરિહંતા શરણં

પવ્વજામિ, સિદ્ધા શરણં પવ્વજામિ, સાહુ શરણં પવ્વજામિ કેવળી પન્નતો ધમ્મો શરણં પવ્વજામિ, એ ચાર શરણાં ક જેહ ભવસાગરમાં ન ડુબે તેહ, સકળ કર્મનો આણે અંત મોક્ષ તણાં સુખ લહે અનંત, ભાવ ધરીને જે ગુણ ગાય તે જીવ તરીને મુગતે જાય, સંસારમાંહી શરણાં ચાર, અવર શરણ નહિ કોય, જે નરનારી શરણ ચાર આદરે તેને અક્ષય અવિચળ પદ હોય, અંગુઠે અમૃત વસે, લબ્ધિ તણા ભંડાર ગુરૂ ગૌતમને સમરીએ તો મન વંછીત ફળ દાતાર ॥૨૨॥

અહીંયાં ઇચ્છામિ પડીકકમિઉં જોમે દિવસિઓ અઇયા રોકઓથી જાવ તસ્સમિચ્છામિ દુકકડં સુધીનો પાઠ કહેવો (ત્યાર પછી) ઇચ્છામિપડીકકમિઉં ઇરિયા વહિયાએથી જાવ તસ્સમિચ્છામિ દુકકડં સુધીનો પાઠ કહેવો.

હવે ઉભા થઇ પૂર્વની માફક સમણસૂત્રની આજ્ઞા માગવી

## પાઠ ૨૩ મો-પહેલું શ્રમણસૂત્ર.*

ઇચ્છામિ પડિકકમિઉં પગામસિજાએ નિગામસિજાએ સંથારાઉવટ્ટણાએ પરિયટ્ટણાએ આઉટ્ટણાએ પસારણાએ છપ્પઇસંઘટ્ટણાએ કુઇએ કકરાઇએ છીએ જંભાઇએ આમોસે સસરખામોસે આઉલ માઉલાએ સુવણવત્તિયાએ ઇત્થી વિપ રિયા સિયાએ દિઠીવિપરિયા સિયાએ મણવિપરીયા સિયાએ

* કોઇ પણ વ્રતમાં નિદ્રા કરી હોય ત્યારે ઇરિયાવહી કરવામ લોગસ્સ ચાર તથા પહેલા સમણ સૂત્રનો કાઉસગ્ગ કરવો.

પાણભોયણ વિપરીયાસિયાએ જોમે દિવસિઓ અઈયારોકઓ તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૧-૨૩ ॥

## પાઠ ૨૪ મો-બીજું શ્રમણસૂત્ર.

પડિક્કમામિ ગોયર ગચરિયાએ ભિખાયરિયાએ ઊઘાડ કમાડ ઊઘાડણાએ સાણા વચ્છાદારા સંઘટ્ટણાએ મંડિપાહુ-ડિયાએ બલીપાહુડિયાએ ઠવણા પાહુડિયાએ સંકિએ સહ-સ્સાગારે અણેસણાએ* પાણભોયણાએ બીયભોયણાએ હરીય ભોયણાએ પચ્છાકમ્મિયાએ પુરેકમ્મિયાએ અદિઠહડાએ દગ-સંસઠહડાએ રયસંસઠહડાએ પારિસાડણીયાએ પારિઠાવણીયાએ ઉહાસણભિખાએ જંઉગમેણં ઉપાયણેસણાએ અપડિશુદ્ધ પડિગહિયં પરિભુત્તં વા જં ન પરિઠવિયં તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૨-૨૪ ॥

## પાઠ ૨૫ મો-ત્રીજું શ્રમણસૂત્ર ÷

પડિક્કમામિ ચાઉકાલં સજ્ઝાયસ્સ અકરણીયાએ ઉભય કાલં ભંડો વગરણસ અપડિલેહણાએ દુપડિલેહણાએ અપ-

---

* સહસ્સાગારે શબ્દ પછી "પાણેસણાએ" અને "આણભોયણાએ" એ શબ્દ કેટલાંએક આધુનિક પુસ્તકોમાં જોવામાં આવે છે પણ પુરાતન પુસ્તકમાં જોવામાં આવતા નથી વળી એ બંને શબ્દનો જે અર્થ થાય છે તેનો સમાવેશ તેના આગળ પાછળના શબ્દોમાં પણ થઇ જાય છે તેથી તે શબ્દો અહીં વગર જરૂરના જાણી લીધા નથી.

÷ કોઇ પણ વ્રતમાં પડિલેહણ કર્યા પછી "ઇરિયાવહિયા"ના કાઉસગ્ગ સાથે "ત્રીજા શ્રમણસૂત્ર"નો પણ કાઉસગ્ગ કરાય છે.

મજ્જણાએ દુપ્પમજ્જણાએ અઈક્કમ્મે વઇક્કમ્મે અઈયારે અણાયારે જોમેદિવસિઓ અઇયારો કઓ તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥૩-૨૫॥

## પાઠ ૨૬ મો-ચોથું શ્રમણસુત્ર.
### (તેત્રીશ બોલનો થોકડો)

પડિક્કમામિ એગવિહે અસંજમે પડિક્કમામિ દોહી બંધણેહિં-રાગ બંધણેણું ૧, દોષ બંધણેણું ૨. પડિક્કમામિ તિહિંદંડેહીં-મણદંડેણં ૧, વયદંડેણં ૨, કાયદંડેણં ૩. પડિક્કમામિ તિહિંગુત્તિહીં-મણગુત્તિએ ૧, વયગુત્તિએ ૨, કાયગુત્તિએ ૩. પડિક્કમામિ તિહિંસલ્લેહિં-માયા સલ્લેણું ૧, નિયાણ સલ્લેણં ૨, મિછા દંસણં સલ્લેણં ૩. પડિક્કમામિ તિહિં ગારવેહિં-ઇઢિ ગારવેણં ૧, રસ ગારવેણં ૨, સાયા ગારવેણં ૩. પડિક્કમામિ તિહિં વિરાહણાએ-નાણ વિરાહણાએ ૧, દંસણ વિરાહણાએ ૨, ચરિત્ત વિરાહણાએ ૩. પડિક્કમામિ ચઉહિંકસાએહિં-કોહ કસાએણં ૧, માણ કસાએણં ૨, માયા કસાએણં ૩, લોભ કસાએણં ૪. પડિક્કમામિ ચઉહિં સન્નાહિં-આહાર સન્નાએ ૧, ભય સન્નાએ ૨, મેહુણ સન્નાએ ૩, પરિગ્ગહ સન્નાએ ૪. પડિક્કમામિ ચઉહિં વિકહાહિં-*ઇત્થિ કહાએ ૧, ભત્ત કહાએ ૨, દેસ કહાએ ૩, રાય કહાએ ૪. પડિક્કમામિ ચઊહિંઝાણેહિં-અટેણં ઝાણેણં ૧, રૂદ્દેણં ઝાણેણં ૨, ધમ્મેણં ઝાણેણં ૩, સુકકેણં ઝાણેણં ૪.

* સ્ત્રી વર્ગે 'પુરુષ કહાએ' એ શબ્દ બોલવો.

પડિક્કમામિ પંચહિં કિરિયાહિં–કાઇયાએ ૧, અહિગરણીયાએ ૨, પાઉસિયાએ ૩, પારિતાવણિયાએ ૪, પાણાઇવાયકિરીયાએ ૫. પડિક્કમામિ પંચહિં કામગુણેહિં–સદ્દેણં ૧, રૂવેણં ૨, ગંધેણં ૩, રસેણં ૪, ફાસેણં ૫. પડિક્કમામિ પંચહિં મહવ્વએહિં–સવ્વાઓ પાણાઇવાયાઓ વેરમણં ૧, સવ્વાઓ મુસાવાયાઓ વેરમણં ૨, સવ્વાઓ અદિન્નાદાણાઓ વેરમણં ૩, સવ્વાઓ મેહુણાઓ વેરમણં ૪, સવ્વાઓ પરિગ્ગહાઓ વેરમણં ૫ પડિક્કમામિ પંચહિં સુમિએહિં–ઇરિયા સુમિએ ૧, ભાસા સુમિએ ૨, એસણા સુમિએ ૩, આયાણ ભંડ મત નિખેવણા સુમિએ ૪, ઉચ્ચાર પાસવણ ખેલ જલ સંઘાણ પારિઠાવણિયા સુમિએ ૫. પડિક્કમામિ છહિં જીવનિકાએહિં પુઢવિકાએણં ૧, આઊકાએણં ૨, તેઉકાએણં ૩, વાઉકાએણં ૪, વણસ્સઈકાએણં ૫, તસ્સકાએણં ૬. પડિક્કમામિ છહિં લેસાહિં–કિન્હલેસાએ ૧, નિલલેસાએ ૨, કાઉલેસાએ ૩, તેઉલેસાએ ૪, પદ્મલેસાએ ૫, સુક્કલલેસાએ ૬. પડિક્કમામિ સત્તહિં ભયઠાણેહિં–અઠહિંમય ઠાણેહિં, નવહિં બંભચેરગુત્તિહિં દસવિહેસમણધમ્મે, એકારસહિં ઉવાસગપડિમાહિં, બારસહિં ભિખુપડિમાહિં, તેરસહિં કિરિયાઠાણેહિં, ચઉદસેહિં ભૂયગામેહિં, પન્નરસ્સહિં પરમાહમ્મિએહિં, સોલસહિં ગાહાસોલસએહિં સત્તરસવિહે અસંજમેહિં અઢારસવિહે અબંભેહિં, એગુણવિસાએ નાયઝયણેહિં, વિસાએ અસમાહિં ઠાણેહિં, એગવિસાએ સબલેહિં, બાવિસાએ પરિસએહિં, તેવિસાએ સુયગડઝયણેહિં,

ચઉવીસાએ દેવેહિં, પચવીસાએ ભાવણાહિં, છવીસાએ દસાકપ્પ વવહારેણું ઉદ્દેસણું કાલેણં, સત્તાવીસાએ અણગાર ગુણેહિં, અઠાવીસાએ આયાર કપ્પેહિં, એગુણત્તીસાએ પાવસુયપ સંગેહિં, તીસાએ મહામોહણી ઠાણેહિં, એકત્તીસાએ સિદ્ધાઇગુણેહિં, બત્તીસાએ જોગસંગેહિં, તેત્તીસાએ આસાયણાંએ, અરિહંતાણું આસાયણાંએ ૧, સિદ્ધાણું આસાયણાંએ ૨, આયરિયાણું આસાયણાંએ ૩, ઉવજ્ઝાયાણું આસાયણાંએ, ૪, સાહુણં આસાયણાંએ ૫, સાહુણીણું આસાયણાંએ ૬, સાવયાણું આસાયણાંએ ૭, સાવિયાણું આસાયણાંએ ૮, દેવાણું આસાયણાંએ ૯, દેવીણું આસાયણાંએ ૧૦, ઇહ લોગસ્સ આસાયણાંએ ૧૧, *પર લોગસ્સ આસાયણાંએ ૧૨, કેવળી પન્નતસ્સ ધમસ્સ આસાયણાંએ ૧૩ સદેવ મણુંયા સુરસ્સ લોગસ્સ આસાયણાંએ ૧૪, સવં પાણભૂયં જીવ સત્તાણું આસાયણાંએ ૧૫, કાલસ્સ આસાયણાએ ૧૬, સુયસ્સ આસાયણાંએ ૧૭, સુયદેવયાએ આસાયણાંએ ૧૮, વાયણારિયસ્સ

---

* સદરહુ બારમા શબ્દની પછી "કેવળીણું આસાયણાએ" શબ્દ કેટલાંએક આધુનિક પુસ્તકમાં જોવામાં આવે છે, પણ પુરાતન પુસ્તકમાં જોવામાં આવતો નથી વળી આ શબ્દ ગણવાથી તેત્રીશ શબ્દની જે આસાતના સદરહુ પાઠમાં મુકેલી છે તેમાં વધે છે અને તે શબ્દનો જે અર્થ થાય છે, તેનો સમાવેશ તેની પહેલાના શબ્દમાં થઇ જાય છે તેથી એ શબ્દ પુરાતન પુસ્તકના આધારે અહીં મુકેલો નથી.

આસાયણાંએ ૧૯, જંવાઈદ્ધ ૨૦, વચ્ચામેલિયં ૨૧, હીણખ્ખરં ૨૨, અચ્ચખ્ખરં ૨૩ પયહીણું ૨૪, વિણયહીણું ૨૫, જોગહીણં ૨૬, ઘોસહીણું ૨૭, સુઠુદિન્નં ૨૮, દુઠુપડિછિયં ૨૯, અકાલે કઓ સઝાઓ ૩૦, કાલે ન કઓ સઝાઓ ૩૧, અસઝાએ સઝાયં ૩૨, સઝાએ ન સઝાયં ૩૩. તસ્સ મિચ્છામી દુકકડં ॥ ૪–૨૬ ॥

એક બોલથી માંડીને તેત્રીસ બોલ સુધી જે કોઈ જાણવા જોગ જાણતા હશે, છાંડવા જોગ છાંડતા હશે, આદરવા જોગ આદરતા હશે, સફળ જન્મ જીવત્વ કરતા હશે અને મુક્તગામી, સુલભબોધી, હળુકર્મી, ભવ્યજીવ સમતાવંત, ધીરજવંત, લજાવંત, દયાવંત, ક્ષમાવંત, દર્શન દુરિતહરણ, તરણતારણ આરાધના આરાધતા હશે તેમને ધન્ય છે.

મારા જીવે આજના દિવસ સંબંધી જાણવા જોગ જાણ્યા ન હોય, છાંડવા જોગ છાંડયા ન હોય, આદરવા જોગ આદર્યા ન હોય, સમકિત સહિત બાર વ્રત, સંલેખણા સહિત નવાણું અતિચાર, પંચાચાર સંબંધી એકસો ને ચોવીશ દૂષણ, અતિચાર સંબંધી દર્પે ૧, પ્રમાદે ૨, અણાભોગે ૩, આતુરતાએ ૪, આપદાએ ૫, સંકાએ ૬, સહસ્સાત્કારે ૭, ભયે ૮, પાઉસભાવે ૯ અને વિચંસાએ ૧૦. એ દસ પ્રકારની પડીસેવણાએ કોઈ પણ અતિચાર લાગ્યો હોય તો સમકાએણં ન ફાસિયં ન પાલિયં ન સોહિયં ન તિરિયં ન કિટ્ટિયં ન આરાહિયં આણાએ અણુપાલિયં ન ભવઈ, મન વચન અને

કાયાએ કરણકોટીના ભાંગાઓ કરણ કરાવણ અનુમોદના કરી ખંડિત કર્યા હોય, દેશથી સર્વથી કાળથી ભાવથી દ્રવ્ય ક્ષેત્રથી વિરાધના કીધી હોય, તે ઊત્સૂત્ર ઉન્માર્ગે દુષ્ટ ધ્ય એવા અવિશુદ્ધ આત્માને અરિહંત સિદ્ધ કેવળી ધર્માચાર્ય સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં ॥

## પાઠ ૨૭ મો-પાંચમું શ્રમણસૂત્ર.

નમો ચઊવીસાએ ત્તીથ્થયરાણં ઉસભાઇ મહાવીરં જ્જવસણાંણં ઇણમેવ નિગ્ગંથ પાવયાણં સચ્ચં અણુત્તરં ે ળીયં પડિપુન્ન નેયાઉયં સંશુદ્ધં સલ્લકત્તાણં સિદ્ધીમ મુત્તિ મગ્ગં નિજ્જાણ મગ્ગં નિવ્વાણ મગ્ગં અવિતહ મ સંધિં સવ્વ દુઃખપહીણં મગ્ગ ઇથ્થંઠિયા જીવા સિઝ ળુઝંતિ મુચંતિ પરિનિવાયંતિ સવ્વ દુઃખાણં મંતં કર ત્તંધમ્મં સદ્દહામિ પતિયામિ રોયામિ ફાસેમિ પાલેમિ અ પામેલિ ત્તંધમ્મં સદ્દહંતો પત્તિયંતો રોયંતો ફાસંતો પાલ અણુપાલંતો તસ્સધમ્મસ્સ કેવલી પન્નતસ્સ અભ્ભુઠિઓ આરાહણાએ વિરોમિ વિરાહણાએ અસંજમં પરિયાણ સંજમંઊવસંપજામિ ૧, અગંભંપરિયાણામિ બંભંઊવસંપજ ૨, અકપ્પં પરિયાણામિ કપ્પં ઉવસંપજામિ ૩, અન્ન પરિયાણામિ નાણં ઊવસંપજામિ ૪, અકિરિય પરિયાણ કિરિયં ઉવસંપજામિ ૫, મિછતં પરિયાણુામિ સમતં ઉવસ જામિ ૬, અબોહિં પરિયાણામિ બોહિં ઊવસંપજામિ અમગ્ગં પરિયાણુામિ મગ્ગં ઉવસંપજામિ ૮, જંસંભર

જંચનસંભરામિ જંપડિકકમામિ જંચનપડિકકમામિ તસ્સ સવ્વસ્સ દેવસ્સિયસ્સ અઇયારસ્સ પડિકકમામિ સમણોહં સંજય વિરય પડિહય પચ્ચખાય પાવકમ્મે અનિયાણો દિઠ્ઠિસંપન્નો માયામોસંવિવજ્જઓ અઢ્ઢાઇજ્જેસુ દીવસમુદ્દેસુ પન્નરસ્સ કમ્મં-ભૂમિસુ જાવંતિકેઇ સાહુ રયહરણ ગુચ્છગપડિગ્ગહ ધારા પંચ મહવ્વય ધારા અઠારસ્સ સહસ્સ સીલ ગરથ ધારા અખ્ખય-આયાર ચરિત્તા તે સવ્વે સિરસા મણુસા મથ્થએણ વંદામિ.

ખામેમિ સવ્વે જીવા, સવ્વે જીવાવી ખમંતુમે, મિત્તિમે સવ્વ ભુએસુ વેર મઝ ન કેણઈ. ॥ ૧ ॥ એવમહં આલોઇયં નિંદીયં ગ્રહીયં દુગંછીયં સવતિવીહેણં પડિકકંતો વંદામી-જિણચઉવીસં ॥ ૨ ॥

ઇતિ અતિચાર આળોવ્યા પડીકમીયા નિંધા નિશલ્ય થયા વિશેષે વિશેષે અરિહંત સિદ્ધ કેવળી ગણધર આચાર્ય ઊપાધ્યાય સાધુ સાધવી ગુર્વાદીકને ભુજોભુજો કરી ખમાવું છું ॥ ૫-૨૭ ॥ ॥ પાંચ શ્રમણસૂત્ર સંપૂર્ણ ॥

( હવે ઉભા થઇ વિનય સહીત ખામણાની આજ્ઞા માગવી. )

## પાઠ ૨૮ મો–પહેલા ખામણા

પહેલા ખામણા પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે જયવંતા તીર્થંકરદેવ બિરાજે છે તેમનાં નામઃ—૧ શ્રી સીમંધર સ્વામી, ૨ શ્રી યુગમંધર સ્વામી, ૩ શ્રી બાહુ સ્વામી, ૪ શ્રી સુ-બાહુ સ્વામી, ૫ શ્રી સુજાત સ્વામી, ૬ શ્રી સ્વયંપ્રભ સ્વામી,

૭ શ્રી ઋષભાનન સ્વામી, ૮ શ્રી અનંતવીર્ય સ્વામી, ૯ શ્રી સૂરપ્રભ સ્વામી, ૧૦ શ્રી વિશાળપ્રભ સ્વામી, ૧૧ શ્રી વજ્રધર સ્વામી, ૧૨ શ્રી ચંદ્રાનન સ્વામી, ૧૩ શ્રી ચંદ્રબાહુ સ્વામી, ૧૪ શ્રી ભુજંગદેવ સ્વામી, ૧૫ શ્રી ઇશ્વરદેવ સ્વામી, ૧૬ શ્રી નેમપ્રભ સ્વામી, ૧૭ શ્રી વીરસેન સ્વામી, ૧૮ શ્રી મહાભદ્ર સ્વામી, ૧૯ શ્રી દેવજશ સ્વામી અને ૨૦ શ્રી અજીતસેન સ્વામી.

એ જઘન્ય તીર્થંકર વીસ ઉત્કૃષ્ટા હોય તો એકસો ને સાઠ તેમને તથા વર્તમાન કાળે વિચરતા હોય તેમને મારી તમારી સમય સમયની વંદણા હોજો. તે સ્વામી કેવા છે-મારા તમારા મનની વાત જાણી રહ્યા છે, ઘટ ઘટની વાત જાણી રહ્યા છે, ચઉદ રાજલોક અંજલી પ્રમાણે જાણી દેખી રહ્યા છે, અનંતુ જ્ઞાન છે, અનંતુ દર્શન છે, અનંતુ ચારિત્ર છે, અનંતુ તપ છે, અનંતુ ધીરજ છે, અનંતુ વીર્ય છે, એ ખટે ગુણે કરી સહિત છે, ચોત્રીસ પ્રકારના અતિશયે કરી બીરાજમાન છે, પાંત્રીસ પ્રકારની સત્ય વચન વાણીના ગુણે કરી સહિત છે. એક હજાર અષ્ટ ઉત્તમ લક્ષણે કરી સહિત છે, અઢાર દોષ રહિત છે, બાર ગુણે કરી સહિત છે, ચાર કર્મ ઘનઘાતી ક્ષય કીધાં છે. ચાર કર્મ પાતળાં પાડયાં છે, મુક્તિ જવાના કામી થકા વિચરે છે, ભવ્ય જીવના સંદેહ ભાંગે છે, સજોગી સશરીરી કેવળ જ્ઞાની કેવળ દર્શની યથાખ્યાત ચારિત્રના ધરણહાર છે, ક્ષાયક સમકીત શુકલ

ધ્યાન, શુકલલેશ્યા, શુભ ધ્યાન, શુભ જોગ, ચોસઠ ઇંદ્રના પૂજ્યનીક વંદનીક અર્ચનીક છે, પંડિત વીરજ એ આદિ અનંત ગુણે કરી સહિત છે. ધન્ય તે ગામાગાર નગર નીગમ રાયહાણી ખેડ કવડ મંડપ દોણમુહ પુર પાટણ આસમ સંબાહ સનીવેસ, જ્યાં જ્યાં સ્વામી દેશના દેતાથકા વિચરતા હશે, ધન્ય તે રાઈસર તલવર માડંબી કોડંબી શેઠ સેનાપતિ ગાથાપતિ, સ્વામીની દેશના સાંભળી કર્ણ પવિત્ર કરતા હશે, દર્શન દેદાર કરી નેત્ર પવિત્ર કરતા હશે, અશનાદિક ચઉદ પ્રકારનું દાન દઈ કર પવિત્ર કરતા હશે, તમે સ્વામી તિહાં બિરાજો છો, હું અપરાધી, દીન, કિંકર, ગુનાહીત અહીં બેઠો છું, આપના જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ સંબંધી અવિનય આશાતના અભક્તિ અપરાધ કર્યો હોય તે મન વચન અને કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું ॥ ૧-૨૮ ॥

અહીં તિખુત્તોનો પાઠ ત્રણવાર ભણી વંદણા કરી ખમાવવું.

## પાઠ ૨૯ મો-બીજા ખામણા.

બીજા ખામણા અનંતા સિદ્ધ ભગવંતજીને કરૂં છું. આ ચોવીશીનાં નામ કહું છું:-૧ શ્રી ઋષભદેવ સ્વામી, ૨ શ્રી અજીતનાથ સ્વામી, ૩ શ્રી સંભવનાથ સ્વામી, ૪ શ્રી અભીનંદન સ્વામી, ૫ શ્રી સુમતિનાથ સ્વામી, ૬ શ્રી પદ્મપ્રભુ સ્વામી, ૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી, ૮ શ્રી ચંદ્રપ્રભુ સ્વામી ૯ શ્રી સુવિધિનાથ સ્વામી, ૧૦ શ્રી શીતળનાથ સ્વામી,

૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી, ૧૨ શ્રી વાસુપૂજ્ય સ્વામી, ૧૩ શ્રી વીમળનાથ સ્વામી, ૧૪ શ્રી અનંતનાથ સ્વામી, ૧૫ શ્રી ધર્મનાથ સ્વામી, ૧૬ શ્રી શાન્તિનાથ સ્વામી, ૧૭ શ્રી કુંથુનાથ સ્વામી, ૧૮ શ્રી અરનાથ સ્વામી, ૧૯ શ્રી મલ્લીનાથ સ્વામી, ૨૦ શ્રી મુનીસુવ્રત સ્વામી, ૨૧ શ્રી નમીનાથ સ્વામી, ૨૨ શ્રી નેમનાથ સ્વામી, ૨૩ શ્રી પાર્શ્વ-નાથ સ્વામી અને ૨૪ શ્રી મહાવીર સ્વામી.

એ ચોવીશી અનંતી ચોવીશી અનંતે બેહે સીઝી બુઝી આઠ કર્મ ક્ષય કરી મોક્ષ પધાર્યા છે, તે આઠ કર્મનાં નામઃ-૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુષ્પ, ૬ નામ, ૭ ગોત્ર અને ૮ અંતરાય. એ આઠ કર્મ ક્ષય કરી મુક્તિશીલાએ પહોંચ્યાં છે, તે મુક્તિશીલા ક્યાં છે, સમ પૃથ્વીથી સાતસેંહ નેવું જોજન ઉંચપણે તારામંડળ છે. ત્યાંથી દસ જોજન ઉંચપણે સૂર્યનું વીમાન છે. ત્યાંથી એંસી જોજન ઊંચપણે ચંદ્રનું વીમાન છે. ત્યાંથી ચાર જોજન ઊંચપણે નક્ષત્રનાં વીમાન છે. ત્યાંથી ચાર જોજન ઊંચપણે બુધનો તારો છે. ત્યાંથી ત્રણ જોજન ઊંચપણે શુક્રનો તારો છે. ત્યાંથી ત્રણ જોજન ઊંચપણે બૃહસ્પતિનો તારો છે. ત્યાંથી ત્રણ જોજન ઊંચપણે મંગ-ળનો તારો છે. ત્યાંથી ત્રણ જોજન ઊંચપણે શનીશ્વરનો તારો છે. એમ નવસેં જોજન સુધી જ્યોતિષ ચક્ર છે. ત્યાંથી અસંખ્યાતા જોજન કોડાકોડી ઊંચપણે પહેલું સુધર્મા

અને બીજું ઈશાન નામે દેવલોક છે. એકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે. બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. પહેલામ, બત્રીસ લાખ અને બીજામાં અઠાવીસ લાખ વીમાન છે. તે દરેક દેવલોકનાં સતાવીશસેંહ જોજનનાં ભોંયતળીયાં અને પાંચસેં જોજનના મહેલ છે. તેમાં અસંખ્યાતા દેવ દેવીઓ છે, તેમની સાત હાથની ઉંચાઈ છે, આયુષ્ય ઉત્કૃષ્ટુ બે સાગરનું છે, બે હજાર વરસે આહારની ઈચ્છા ઉપજે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે ત્રીજું સનતકુમાર અને ચોથું મહેન્દ્ર નામે દેવલોક છે. એકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે. બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. ત્રીજામાં બાર લાખ અને ચોથામાં આઠ લાખ વીમાન છે. તે દરેક દેવલોકનાં છવીસેંહ જોજનનાં ભોંયતળીઆં અને છસેંહ જોજનના મહેલ છે. તેમાં અસંખ્યાતા દેવતા છે. તેમની છ હાથની ઉંચાઈ છે. ઉત્કૃષ્ટુ સાત સાગરનું આયુષ્ય છે. સાત હજાર વરસે આહારની ઈચ્છા ઉપજે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે પાંચમું બ્રહ્મલોક નામે દેવલોક છે. તે એકીલું પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં ચાર લાખ વીમાન છે. તેનાં પચીસેંહ જોજનનાં ભોંયતળીઆં અને સાતસેંહ જોજનના મહેલ છે. તેમાં અસંખ્યાતા દેવતા છે, તેમની પાંચ હાથની ઉંચાઈ છે ને ઉતકૃષ્ટુ દસ સાગરનું આયુષ્ય છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે છઠું લાંતક નામે દેવલોક છે. એકીલું પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં

પચાસ હજાર વીમાન છે. તેનાં પચીશસેંહ જોજનનાં ભોંયતળીઆં અને સાતસેંહ જોજનનાં મહેલ છે. તેમાં અસંખ્યાતા દેવતા છે. તેમની પાંચ હાથની ઉંચાઇ છે. ઉત્કૃષ્ટુ ચૌદ સાગરનું આયુષ્ય છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે સાતમું મહાશુક્ર નામે દેવલોક છે. એકીલું પૂર્ણ ચંદ્રમાને આકારે છે. તેમાં ચાલીસ હજાર વીમાન છે તેનાં ચોવીસસેંહ જોજનનાં ભોંયતળીઆં અને આઠસેંહ જોજનના મહેલ છે. તેમાં અસંખ્યાતા દેવતા છે. તેમની ચાર હાથની ઊંચાઇ છે. ઉત્કૃષ્ટુ સત્તર સાગરનું આયુષ્ય છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે આઠમું સહસાર નામે દેવલોક છે. એકીલું પૂર્ણ ચદ્રમાને આકારે છે. તેમાં છ હજાર વીમાન છે. તેનાં ચોવીસસેંહ જોજનનાં ભોંયતળીઆં અને આઠસેંહ જોજનના મહેલ છે, તેમાં અસંખ્યાતા દેવતા છે, તેમની ચાર હાથની ઉંચાઇ છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે નવમું આણુત અને દસમું પ્રાણુત નામે દેવલોક છે, એ બે જોડાજોડ છે, એકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. બેમાં મળી ચારસેંહ વીમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે અગ્યારમું આરણ અને બારમું અચુય નામે દેવલોક છે, એ બે જોડાજોડ છે. અકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે, બેમાં મળીને ત્રણસેં વીમાન છે. ત્યાં બેઊ જોડાના વીમાનનાં તેવીસસેંહ જોજનનાં ભોંયતળીઆં અને

નવસેંહ જોજનના મંહેલ છે, ત્રણ હાથની અવઘેણા છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઉંચપણે નવ ગ્રૈવેયક છે. તેનાં નામઃ-૧ ભદે, ૨ સુભદે, ૩ સુજાએ, ૪ સુમાણસે, ૫ સુદંસણે, ૬ પ્રીયદંસણે, ૭ આમોહે, ૮ સુપડીબધ્ધે અને ૯ જસોધરે. પહેલી ત્રીકમાં એકશો અગીયાર વીમાન છે. બીજી ત્રીકમાં એકસો સાત વીમાન છે અને ત્રીજી ત્રીકમાં એકસો વિમાન છે. દેવતાની અવઘેણા બે હાથની છે. તેના બાવીશસેંહ જોજનનાં લોંયતળીઆં અને એક હજાર જોજનના મહેલ છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઊર્ધ ઊંચપણે પાંચ અનુત્તર વીમાન છે. તેનાં નામઃ-વિજય ૧, વિજયંત ૨, જયંત ૩, અપરાજીત ૪ અને સર્વાર્થસિદ્ધ ૫. તેનાં એકવીશસેંહ જોજનનાં લોંયતળીઆં અને અગિયારસેંહ જોજનના મહેલ છે. સઘળાં મળી કુલ વીમાન ૮૪૯૭૦૨૩ છે, તે સર્વાર્થસિદ્ધ વીમાનની ધજા થકી બાર જોજન ઉંચપણે મુક્તિશીલા છે, તે મુક્તિશીલા કેવી છે ? પીસતાલીશ લાખ જોજનની લાંબી પહોળી ગોળાકારે છે, મધ્યે આઠ જોજનની જાડી છે, ઉતરતાં છેરે માંખીની પાંખથકી પાતળી છે, ઉજળી ગોખીર, શંખ, ચંદ્ર, અંક, રત્ન, રૂપાના પટ, મોતીના હાર અને ક્ષીરસાગરના પાણી થકી પણ અધિક ઉજળી છે, તે સિદ્ધશીલા ઉપર એક જોજન ઊંચપણે છેલ્લા ગાઉના છઠા ભાગને વિષે શ્રી સિદ્ધ ભગવંતજી બીરાજી રહ્યા છે. તે સ્વામી કેવા ? છે અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ, અવિનાશી,

ભૂખ નહિ, દુઃખ નહિ, શોક નહિ, જન્મ નહિ, જરા નહિ, મરણ નહિ, કાયા નહિ, કર્મ નહિ, અનંત અનંત સુખની લહેરમાં બીરાજી રહ્યા છે. તમે સ્વામી ત્યાં બીરાજો છો, હું અપરાધી, દીન, કિંકર ગુનાહીત અહીં બેઠો છું. આપના જ્ઞાન દર્શન સંબંધી અવિનય આશાતના અભક્તિ અપરાધ કર્યો હોય તે મન વચન અને કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું. ા ૨–૨૯ ા ( અહીંયા તિખ્ખુત્તોનો પાઠ ત્રણ વાર ભણી વંદણા કરી ખમાવવું. )

## પાઠ ૩૦ મો–ત્રીજા ખામણા.

ત્રીજા ખામણા પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે જયવંતા કેવળી ભગવાન બીરાજે છે, તે જઘન્ય બે ક્રોડ કેવળી ઉત્કૃષ્ટા હોય તો પ્રત્યેક ક્રોડ કેવળી. તે સ્વામી કેવા છે? મારા તમારા મનની વાત જાણી રહ્યા છે, ઘટ–ઘટની વાત જાણી રહ્યા છે, સમય સમયની વાત જાણી રહ્યા છે, ચઊદ રાજ લોક અંજલી પ્રમાણે જાણી દેખી રહ્યા છે, અનંતુ જ્ઞાન છે, અનંતુ દર્શન છે, અનંતુ ચારિત્ર છે, અનંતુ તપ છે, અનંતુ વીરજ છે, અનંતુ ધીરજ છે; એ ખટે ગુણે કરી સહિત છે, ચાર કર્મ ઘનઘાતી ક્ષય કર્યા છે, ચાર કર્મ પાતળાં પડયાં છે, મુક્તિ જવાના કામીથકા વિચરે છે, ભવ્ય જીવના સંદેહ ભાંગે છે, સજોગી, સશરીરી, કેવળજ્ઞાની કેવળદર્શની, યથાખ્યાત ચારિત્રના ધરણહાર છે; ક્ષાયક

સમકિત શુકલધ્યાન શુકલલેશા શુભધ્યાન શુભજોગ પંડીત વીરજ એ આદિ અનંત ગુણે કરી સહીત છે, ધન્ય તે ગામાગાર નગર નીગમ રાયહાણી ખેડ કવડ મંડપ દોણ મુહ પૂર પાટણ આસમ સંબાહ સનીવેસ જયાં જ્યાં સ્વામી દેશના દેતાંથકા વિચરતા હશે ધન્ય તે રાઈસર તલવર માડંબી કોડંબી શેઠ સેનાપતિ ગાથાપતિ સ્વામીની દેશના સાંભળી કર્ણ પવિત્ર કરતા હશે દર્શન દેદાર કરી નેત્ર પવિત્ર કરતા હશે, અશનાદિક ચઊદ પ્રકારનું દાન દઇ કર પવિત્ર કરતા હશે, તમે સ્વામી ત્યાં બીરાજો છો, હું અપરાધી દીન કિંકર ગુનાહીત અહીં બેઠો છું, આપના જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ સંબંધી અવિનય આશાતના અભક્તિ અપરાધ કર્યો હોય તે મન વચન અને કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું. ॥ ૩–૩૦ ॥ ( અહીં તિખ્ખુત્તોનો પાઠ ત્રણવાર ભણી વંદણા કરી ખમાવવું. )

## પાઠ ૩૧ મો–ચોથા ખામણા

ચોથા ખામણા પંચ ભરત પંચ ઇરવત પંચ મહા-વિદેહ અઢીદ્વીપ ક્ષેત્રને વિષે ગણધરજી બાવન ગુણે કરી સહીત છે, આચાર્યજી છત્રીશ ગુણે કરી સહીત છે, ઉપાધ્યા-યજી પચીશ ગુણે કરી સહીત છે, સાધુ સાધવી સત્યાવીશ ગુણે કરી સહીત છે, તે જઘન્ય હોય તો બે હજાર ક્રોડ સાધુ સાધવી, ઉત્કૃષ્ટા હોય તો પ્રત્યેક હજાર ક્રોડ સાધુ-

સાધવી બીરાજતા હોય તેમને મારી સમય સમયની વંદણા હોજો. તે સ્વામી કેવા છે? પંચ મહાવ્રતના પાલણુહાર, પાંચ સુમતિએ સુમતા, ત્રણ ગુપ્તિએ ગુપ્તા, છકાયના પીયર, છકાયના નાથ, સાત ભયના ટાલણુહાર, આઠ મદના ગાલણુહાર, નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલણુહાર, દશવિધ યતિધર્મના અજવાલીક, અગીયાર શ્રાવકની અને બાર ભીખુની પડીમાના જાણ, બાર ભેદે તપશ્ચર્યાના કરણુહાર, સત્તર ભેદે સંયમના ધરણુહાર, વીશ અસમાધીના ટાલણુહાર, બાવીસ પરીસહના જીતણહાર, સાધુજીના સત્યાવીશ ગુણે કરી સહીત, તેત્રીસ આશાતનાના ટાલણહાર, બેંતાળીસ તથા છન્નુ દોષ રહીત આહાર–પાણીના લેવણુહાર, બાવન અનાચરણના ટાલણુહાર, સચેતના ત્યાગી, અચેતના ભોગી, કંચન કામિનીના ત્યાગી, માયા મમતાના ત્યાગી, સમતાના સાગર, દયાના આગર, આદિ અનેક શુભ ગુણે કરી સહીત છે; ધન્ય તે ગામ નગર પુર પાટણ તમે સ્વામી ત્યાં બીરાજો છો, હું અપરાધી દીન કિંકર ગુનાહિત અહીં બેઠો છું, તમારા જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ સંબંધી અવિનય આશાતના અભક્તિ અપરાધ કર્યો હોય તો મન, વચન અને કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું ॥ ૪–૩૧ ॥

( અહીંયાં તિખ્ખુત્તોનો પાઠ ત્રણ વાર ભણી વંદણા કરી ખમાવવું. )

## પાઠ ૩૨ મો-પાંચમા ખામણા.

(ગુરૂવાદિકને ખમાવવા વિષે)

પાંચમા ખામણા મારા તમારા ધર્મગુરૂ, ધર્મ આચાર્ય, ધર્મ ઉપદેશના દાતાર, મહાપુરૂષ પંડિતરાજ મુનિરાજ ગીતાર્થ, બહુસૂત્રી, સૂત્રસિદ્ધાંતના જાણ, તરણ તારણ તારણી નાવા સમાન, સફરી જહાજ સમાન, કલ્પવૃક્ષ સમાન, જીન શાસનના શણગાર, ધર્મના અગ્રેસર, ધર્મના મુખી, ધર્મના નાયક, એવી અનેક શુભોપમાએ કરી બીરાજમાન હતા પૂજ્યજી સાહેબજી શ્રી ૧૦૦૮................................ આદિ ઘણા ઘણા સાધુ સાધવીજી આળોઈ પડિક્કમી નિંદી નિ:સલ્ય થઇ પ્રાય: દેવગતિએ પધાર્યાં છે, તેમનો ઘણો ઘણો ઉપકાર છે. આજ ચાલતા વર્ત્તમાન કાળે તરણ તારણ, તારણી નાવા સમાન, રત્નચિંતામણિ સમાન, પાર્શ્વમણિ સમાન, જીન શાસનના શણગાર, સાધુજીના સકળ ગુણે કરી બીરાજમાન પૂજ્યજી સાહેબજી શ્રી ૧૦૦૮.................. આદિ સાધુ સાધવીજી ગુર્વાદિકની આજ્ઞા પ્રમાણે જ્યાં જ્યાં વીચરે છે, તેમને મારી સમય સમયની વંદણા હોજો. તે સ્વામી કેવા છે? પંચ મહાવ્રતના પાલનહાર,પાંચ સુમતિએ સુમતા એ પ્રમાણે કહ્યા પછી પાઠ ૩૧માં કહ્યા પ્રમાણે બોલવું. ા ૫-૩૨ ા

## પાઠ ૩૩ મો-છઠ્ઠા ખામણા.

છઠ્ઠા ખામણા અઢી દ્વીપ માંહેના અને અઢી દ્વીપ-

બહારના અસંખ્યાતા શ્રાવક શ્રાવિકાને કરૂં છું, તે શ્રાવકજી કેવા છે? સમકીત સહિત બાર વ્રતધારી, અગીયાર પડીમાના સેવણહાર, જીવ-અજીવ આદિ નવ તત્ત્વના જાણપણાવાળા, કોઈના ડગાવ્યા ડગે નહીં, કોઇના ચળાવ્યા ચળે નહીં, પરધન પથ્થર કરી જાણે છે, પરસ્રી મા-બેન કરી લેખે છે, ઇત્યાદિ શ્રાવકના એકવીસ ગુણે કરી સહીત છે, (તેઓ માંહેથી જેઓ) મુજથી દાન, શીયળ, તપ અને ભાવમાં અધીક છે, તેમને ત્રણ વાર નમસ્કાર કરીને મન, વચન ને કાયાએ કરીને ભુજો ભુજો કરી ખમાવું છું.

સાધુ સાધવીને ખમાવું છું, શ્રાવક શ્રાવીકાને ખમાવું છું, સમકીત દ્રષ્ટિ જીવને ખમાવું છું, ઉપકારી ભાઈ-બાઇને ખમાવું છું, ચોરાશી લક્ષ જીવાજોનીના જીવને ખમાવું છું. સાતલાખ પૃથ્વીકાય, સાતલાખ અપકાય, સાતલાખ તેઉકાય, સાતલાખ વાઉકાય, દસલાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદલાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઇંદ્રીય, બે લાખ તેઇંદ્રીય બે લાખ ચૌરેંદ્રીય, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચેદ્રીય, ચાર લાખ દેવતા અને ચૌદ લાખ મનુષ્ય, એ ચોરાશીલક્ષ જીવાજોનીના જીવને હાલતાં ચાલતાં ઉઠતાં બેસતાં જાણતાં અજાણતાં હણ્યાં હોય હણાવ્યાં હોય છેદ્યાં હોય ભેદ્યાં હોય પરીતાપના (માનસિક વેદના) કીલામના (શારીરિક વેદના) ઉપજાવી હોય તો અનંતા સિદ્ધ કેવળીની સાખે માહારે મિચ્છામિ દુક્કંડ ॥ ૯-૩૩ ॥

અહીંયાં બે ઇચ્છામિ ખમાસમણા કહેવા. ॥ ૪ ॥

॥ ચોથો પ્રતિક્રમણ આવશ્યક સંપૂર્ણ ॥

(અહીંયાં પૂર્વની માફક કરી પાંચમા આવશ્યકની આજ્ઞા માગવી.)

## પાઠ ૩૪ મો-પ્રાયશ્ચિત વિશુદ્ધતાનો.

પ્રાયશ્ચિત વિશુદ્ધનાર્થં કરેમિ કાઉસગ્ગં (અહીં) નમો અરિહંતાણંથી (જાવ) નમો લોએ સવ્વસાહુણં સુધીનો પાઠ કહેવો. (ત્યાર પછી) કરેમિભંતે સામાઇયંથી (જાવ) અપ્પાણં વોસિરામિ સુધીનો પાઠ કહેવો. (ત્યાર પછી) ઇચ્છામિ ઠામિ કાઉસગ્ગંથી (જાવ) જખંડીય જંવિરાહીયં તસ્સ મિચ્છામિ દુક્કડં સુધીનો પાઠ કહેવો. (અહીં) તસ્સ ઉતરી કરણેણંથી (જાવ) અપાણં વોસિરામિ સુધોનો પાઠ કહેવો.

હવે ધર્મધ્યાનનો કાઉસગ્ગ કરવાનો તેની વિગત:— **દેવસિ** અને **રાત્રિ** પ્રતિક્રમણમાં ધર્મધ્યાનનો અથવા ચાર લોગસ્સનો; **પાક્ષીક** પ્રતિક્રમણમાં બાર લોગસ્સનો; **ચઉમાસી** પ્રતિક્રમણમાં વીશ લોગસ્સનો અને **સંવત્સરી** પ્રતિક્રમણમાં ચાલીશ લોગસ્સનો કાઉસગ્ગ કરવો. દરેક કાઉસગ્ગના અંતે નમોક્કારનો એક પાઠ પુરો કહી છેવટ "નમો અરિહંતાણં" શબ્દ કહી તે કાઉસગ્ગ પાળવો. (દરેક જાતના કાઉસગ્ગ પોતે જાતેજ કરવાથી થાય છે) કાઉસગ્ગ કરી પાળ્યા બાદ લોગસ્સ ઉજ્જોયગરેથી (જાવ) સિદ્ધાસિદ્ધં મમ દીસંતુ સુધીનો પાઠ સંપૂર્ણ કહેવો. (ત્યાર પછી) બે ઇચ્છામિ ખમાસમણ કહેવા. ॥ ૩૪ ॥ પાંચમો કાયોત્સર્ગ આવશ્યક સંપૂર્ણ ॥ ૫ ॥

## પાઠ ૩૫ મો-આશ્રવ રૂંધનનો.

સામાયિક ૧, ચઉવીસંથ્થો ૨, વંદણા ૩, પ્રતિક્રમણ ૪ (અને) કાઉસગ્ગ ૫; એ પાંચ આવશ્યક પુરા થતાં છઠ્ઠા પચ્ચખાણ કરીએ ત્યારે ૭ આવશ્યક પુરા થાય.

(અહીં પૂર્વની માફક કરી છઠ્ઠા આવશ્યકની આજ્ઞા માગવી)

ત્યારબાદ ગુર્વાદિક સમીપે ચઉવિહારના પચખાણ કરાવશો એમ સવિનયે કહેવું, એટલે તેઓ ચઊવિહારના પચખાણ કરાવે અથવા સાધુજીનો જોગ ન હોય તો પોતાની મેળે નીચે પ્રમાણે બોલી પચખાણ કરવા—ધારણા પ્રમાણે ચઉવિહં પિઆહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથાણા ભોગેણં સહસાગારેણં અપ્પાણં વોસિરામી. તે કર્યા બાદ બીરાજતા સઘળા મુનિ સમુદાયને વિધિયુક્ત સવિનયે વંદણા કરવી (ત્યાર પછી)

છઠો આવશ્યક કહેવાનો તે:—સામાયિક ૧, ચોવીસંથો ૨, વંદણા ૩, પ્રતિક્રમણ ૪, કાઉસગ્ગ ૫ અને પચખાણ ૬; એ ૭ આવશ્યક પુરા થયા તેને વિષે ગાથા, પદ, અક્ષર, કાનો, માત્રા, મીડું, હ્રસ્વ, દીર્ઘ ઓછું અધિક વિપરીત કહેવાણું હોય તો મારે મિચ્છામિ દુક્કડં.

મિથ્યાત્વનું પ્રતિક્રમણ, અવ્રતનું પ્રતિક્રમણ, પ્રમાદનું પ્રતિક્રમણ, કષાયનું પ્રતિક્રમણ (અને) અશુભ જોગનું પ્રતિ-ક્રમણ; એ પાંચે પ્રતિક્રમણ એકસો ચોવીશ પ્રકારે લાગે તે દોષ ટાળીને સમી રીતે પ્રતિક્રમ્યા ન હોય તો તસ્સમિચ્છામિ

દુકકડં. ગયા કાળનું પ્રતિક્રમણ, વર્તમાન કાળનો સંવર, આવતા કાળના પચ્ચખાણ. કરેમિ મંગલં મહા મંગલં થયથુય મંગલં. અહીંઆ ત્રણ નમોથ્થુણં કહેવા ॥ ૩૫ ॥

એ છઠ્ઠો પચ્ચખાણ આવશ્યક સંપૂર્ણ ॥ ૬ ॥

અહિં પ્રસંગે ચઉવિહારના પચખાણ લખ્યા છે. વળી શ્રાવકોને વખતો વખત કરવામાં આવતા પચખાણનો વિધિ નીચે મુજબ છેઃ—

૧: **અપવાસના** પચખાણ–કાલ દિવસ ઉગ્યા સુધી તિવિહંપિઆહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથાણાભોગેણં સહસાગારેણં અપ્પાણં વોસિરામિ.

૨: **એકટાણાંના પચખાણ**–કાલ દિવસ ઉગ્યા સુધી એકટાણું કર્યા ઉપરાંત દુવિહં પિઆહારં અસણં ખાઇમં અન્નથાણાભોગેણં સહસાગારેણં અપ્પાણં વોસિરામિ.

૩: **દેસાવગાસિક** વ્રતના પચખાણ–દ્રવ્યથકી સાવજ્જ જોગ સેવવાના પચ્ચખાણ, ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાલથકી કાલ દિવસ ઉગ્યા સુધી, ભાવથકી છ કોટીએ પચ્ચખાણ દસમું દેસાવગાસિક વ્રત જાવ અહોરતં પજ્જુવાસામિ દુવિહં તિવિહેણં નકરેમિ નકારવેમિ મણુસા વયસા કાયસા, તસ્સભંતે પડિકકમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ.

## ૪: પોષધવ્રતના પચખાણ.

દ્રવ્ય થકી સાવજ્જજોગ સેવવાના પચ્ચખાણ, ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાળથકી (કાલ) દિવસ ઊગ્યા સુધી,

ભાવ થકી છ કોટીએ પચ્ચખાણ, અગ્યારમું પોષધવ્રત, અસણું પાણું ખાઈમં સાઈમંનો પચ્ચખાણ, અબ્રહ્મનો પચ્ચખાણ, મણીસોવનનો પચ્ચખાણ, માલાવન્નગ વિલેવણનો પચ્ચખાણ, સથ્થમુસલાદિક સાવજ્જોગનો પચ્ચખાણ, જાવ અહોરત્તં પજ્જુવાસામિ, દુવિહં તિવિહેણં નકરેમિ–નકારવેમિ, મણસા વયસા કાયસા, તસ્સ ભંતે પડિકમામિ, નિંદામિ ગરિહામિં અપ્પાણં વોસિરામિ.

## ૫: નોકારસહિયં પચખાણ.

નોકારસહિયં પચ્ચખામિ ચઊવિહં પિ આહારં અસણં પાણં ખાઇમં સાઈમં અન્નથાણાભોગેણં, સહસ્સાગારેણં વોસિરામિ.

## ૬: પોરસહિયં પચખાણ.

પોરસહિયં–પચ્ચખામિ ચઊવિહં પિ આહારં અસણં પાણં ખાઈમં સાઇમં અન્નથાણાભોગેણં સહસાગારેણં પછ-ન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં [ ઉપરનો એક બોલ સાધુજીને લાગુ છે. ] સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.

## ૭: એકાસણું પચખાણ.

એકકાસણં પચ્ચખામિ દુવિહં પિ આહારં અસણં ખાઈમં અન્નથ્થાણાભોગેણં સહસ્સાગારેણં આઊટ્ટણાપસારેણં ગુરૂઅભ્ભુઠાણેણં પારિઠાવણિયાગારેણં મહત્તરાગારેણં [ ઉપ-રના બે બોલ સાધુજીને લાગુ છે. ] સવ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરામિ.

## ૮: આયંબીલં પચખાણુ.

આયંબિલવિહુ પચ્ચખામિ, ચઉવિહં પિ આહારં અસણં પાણું ખાઇમં સાઇમં અન્નત્થાણાભોગેણં સહસ્સાગારેણં લેવાલેવેણં ગિહત્થસંસઠેણં ઉખિત્તવિવેગેણં, ગુરૂઅભ્ભુઠાણેણં પડુચ્ચમખિએણં પારિઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં [ ઉપરના બે બોલ સાધુજીને લાગુ છે. ] સવ્વસમાહિ વત્તિયાગારેણં પાણાહારસ્સલેવેણં વા, અલેવેણં વા, અછેણં વા, બહુલેણં વા, સસિંથ્થેણં વા, અસિંથ્થેણં વા, [ ઉપરના નવ બોલ મધ્યે જેટલા રાખવા હોય તેટલાજ કહેવા. ] વોસિરામિ.

## ૯: ઉપવાસં પચખાણુ.

સુરઉગ્ગએ અભત્તઠં પચ્ચખામિ ચઉવિહં પિ આહારં અસણં પાણં અન્નથ્થાણાભોગેણં સહસ્સાગારેણં પારિઠાવણિયાગારેણં મહત્તરાગારેણં [ ઉપરના બે બોલ સાધુજીને લાગુ છે. ] સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.



## રાજુલનો ગરબો.

( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે—એ રાગ )

રૂમઝુમ રૂમઝુમ કરતી રાજુલ આવી ગોખમાં રે,
એવા વરઘોડાને સોળ સજી શણગાર.
રૂમઝુમ રૂમઝુમ કરતી રાજુલ આવી ગોખમાં રે.

**સાખી-સખીઓ બોલે જો સખી, વર છે ચતુર સુજાણ;**
**પણ રંગે છે શામળો, બીજા ગુણ અજાણ.**

પગના ઝાંઝરથી રણઝણતી રાજુલ બોલતી રે,
સખીઓ આજે જાણી અહાવી તુમ ચતુરાઈ. રૂમઝુમ૦ ૧

**સાખી-કાજળ કસ્તુરી મરી, કીકી કાળી હોય;**
**પણ ગુણમાં ગૌરવ ધરે, વાત વિચારો કોય.**

હસતી રમતી ને મનગમતી મુખ મલકાવતી રે,
જોતી વરઘોડો આડંબર અપરંપાર. રૂમઝુમ૦ ૨

**સાખી-જોતી રાજુલ નારનાં, ફરકયાં જમણાં અંગ;**
**સખી અમંગળ શું હશે, થશે રંગમાં ભંગ.**

નોબત નાદ નગારાં સરણાયોના નાદથી રે,
આવે છપ્પન કુલ કોટી જાદવ પરીવાર. રૂમઝુમ૦ ૩

**સાખી-તોરણ પાસે નેમજી. સુણે પશુ પોકાર;**
**સારથી કહે આ ક્ષત્રીના, ગૌરવના વહેવાર.**

પશુડાં છોડી તોરણથી રથ પાછો વાળીયો રે,
મુકી રડતી ને ટળવળતી રાજુલ નાર. રૂમઝુમ૦ ૪

**સાખી-વરસી દાન વરસાવીને, નેમ જિનેશ્વર થાય;**
**રાજુલ પણ વૈરાગ્યથી, સહુ પહેલી શિવ જાય.**

એવો રાજુલ ગરબો રાગ વિનાનો ગાવજો રે,
ચન્દ્ર વચન સમજો તો ગરબામાં છે સાર. રૂમઝુમ૦ ૫

# સંપ વિષે.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ )

સંપ કરીને રહીએ આ સંસારમાં,
સંપ કર્યા વિણુ સુખમાં નવ રહેવાયજો;
સંપ કર્યાંથી સાચી લક્ષ્મી સાંપડે,
ધન દોલત સહુ સંપ થકી સંધાયજો. સંપ૦ ૧

શું લાવ્યો ને સાથે શું છે લઇ જવું,
એમ વિચારી કરીએ નહી કંકાસજો;
કૈંક ચતુર નર જન્મ ધરીને ચાલીયા,
ઉગરવાની જુઠી જાણો આશજો. સંપ૦ ૨

જુઠ વચન વદીએ નહી કટુ કહીએ નહી,
જુઠ વચનથી આત્મા નરકે જાય જો;
પર આત્માના પ્રાણુ દુભવતાં દોષ છે,
સંપ લક્ષ્મી સાધન નવ સચવાયજો. સંપ૦ ૩

રંક રાય એ બાહ્ય તણા દેખાય છે,
પણ એ સહુના અંતરમાંહી અભેદજો;
પરમાતમ દ્રષ્ટિથી પેખો પ્રાણીને,
કપાઇ જાશે અશુભ કરમની કેદજો. સંપ૦ ૪

નથી આવ્યા કંઇ પરનું ખોટું તાકવા,
પ્રભુ ભજવાથી પામ્યા ઉત્તમ કાયજો;
માટે મહારું માની જીવડા જંપજો,
અજીત સંપમાં જંપ મહામુનિ ગાયજો. સંપ૦ ૫

---